[ પુષ્પ વાટિકા ] શ્રી સરસ્વત્યૈ નમઃ ! [ પુષ્પઃ-૩૭ મુ.

* મહારાષ્ટ્ર શ્રી શિવાજી પ્રજ્વલિત શૌર્યાગ્નિનો છેલ્લો તણખો *

# છેલ્લા આંસુ

—: અથવા :—

## * આંસુનો અભિષેક *

[ અઢારમી સદીના મહારાષ્ટ્રીય ઇતિહાસનું એક યાદગાર પાનું ! ]

: : જાગે ત્યારે ફેરવે... માનવ ! જીવન-પાસુ, : :
: : ઊંઘે ત્યારે સેરવે... આંખો છેલ્લા આંસુ. : :

: : પ્રયોજકઃ—શ્રી. " પુષ્પ."
વાડીફળીઆ જગથીઆશેરી-સુરત.



— : : પ્રકાશક : : —
અગ્રામી બ્રધર્સ. ( બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ )

— : : સેલ એજન્ટ : : —
"શ્રી સરસ્વતી મંદિર"
કણપીઠ બજાર-યુનીયન સ્કુલ પાસે-સુરત.

આવૃત્તિ પહેલી ] ઇ. સ. ૧૯૨૯ [ પ્રત ૨૦૦૦

મૂલ્યઃ આના આઠ.

# બે શબ્દ.

હેવી શારદાની ગ્રીવામાં આજ હું મ્હારો આ માડત્રીસમો પરિમલભીનો પુષ્પહાર પ્રેમભીને હૈયે પહેરાવું છું. ભગવતી મા પ્રજાતનયા એને સ્વિકારે. અને સુધે એજ એક માત્ર અભિલાષા !

શ્રી. કહાનજી ધર્મસિંહ કૃત "આર્ય ચરિત્તાવલી"ની સતી યમુના નામક એક પચાસ લીટીની ન્હાનકડી વાર્તા-વાટિકામાંથી મનગમતાં પચરંગી પુષ્પો ચૂંટી લઇ, તેને શ્રી. વિઠ્ઠલભાઈ ધનજીભાઈ પટેલની "ભરતખંડનો સરળ ઈતિહાસ" નામક (રા. બ કમળાશંકર ત્રીવેદીના "હિંદુસ્તાનનો સંક્ષિપ્ત ઇતિહાસ" રૂપી દોરાથી પરોવાયલી ) સોય વડે એક સાથ ગંથી મ્હેં આ પુંષ્પહાર તૈયાર કર્યો છે. એ પુષ્પહારના સૌન્દર્ય તેમજ સુવાસ ઉભયને વધારવા માટે એમા મ્હારી પોતાની પુષ્પ-વાટિકામાથી પણ કેટલાક બેનમૂને અને ઉમદા કલ્પના-પુષ્પો તોડી એમાં ઉમેરવાની-ગંથવાની મ્હારી જિજ્ઞાસાને હુ રોકી શક્યો નથી, એ માટે ક્ષમાભિલાષા '

સંવત ૧૯૮૩ ના 'પ્રતાપ" પત્રના દીપોત્સવી અંકમાં સતી યમુનાના શિર્ષકે મ્હે આજ વાર્તાની વસ્તુ સંક્ષેપમાં રજુ કરેલી. જેની ઉપરથી આજ હુ લગભગ બે વર્ષે મ્હારી સ્વયંશોધિત નૂતન શૈલી અનુસાર પદ્યની ઝમક મિશ્રિત કરી એ વિસ્તૃત આકારમાં રજુ કરવા ભાગ્યશાળી થયો છું. યમુનાના પિતા મહારાવ, મહમ શાહના સેનાપતિ સુલતાનસિંહ તથા ખાનસાહેબના પાત્રો ઐતિહાસિક હોવા છતાં નામો ન મળી શકવાથી તે કલ્પિત ગોઠવવાં પડયાં છે, જ્યારે

વીર યશવંતરાવ, સરદાર યશોરાવ અને યશોદા અથવા યશવંતીના પાત્રો વસ્તુમ રસ-રંગની રમકઝમક લાવવા પૂરતાજ કલ્પના-ભૂમિમાંથી ઉપજાવી કાઢવા પડયા છે

હવે બાકી રહ્યા બાજીરાવ યમુના મહમદશાહ અને સદાશિવભાઉ આ ચાર મુખ્ય પાત્રો ! અને એમના ઇતિહાસ તો અક્ષરેઅક્ષર સત્ય ઘટનાને અવલબીને જ આલેખાયલા છે સતી યમુનાને શાપે પેશ્વાએ પેશ્વાઈ ગુમાવી અને ૧૭૬૧ ના પાણીપતના યુદ્ધમાં હિન્દુપતના રક્ષણહાર મહારાજ શિવાજીનો ભગવો વિજયધ્વજ હમેશાને માટે હેઠે મૂકયો એ વાત જેટલી દીવા જેવી ચોકખી છે, તેટલી જ બલ્કે તેથી ય વધારે મહમદશાહના યમુના ઉપરના અત્યાચારની અને કેદી મરેઠા-વીરોની કતલ કરવાની વાત ઇતિહાસ-મશહૂર છે

અલબત્ત મ્હેં આ ઐતિહાસિક વસ્તુમા કલ્પનાનુ સ્વતંત્ર મિશ્રણ કીધુ છે ખરૂ, પરન્તુ એથી ઇતિહાસની આરસીના કાચમા એક પણ ડાઘ ન પડે, એ સંભાળ અને સાવધાની રાખીને જ તેમ છતા કોઈ એવા અક્ષમ્ય દોષ અગર તો અસબદ્ધ પ્રમાદ થઈ ગયો હોય-રહી ગયો હોય, તો તેને માટે મ્હારી ઉગતી કલમ જરૂર જવાબદાર છે. દોષમદાર છે.

પ્રભો ! મ્હારી પુષ્પ-વાટિકાને દિન દિન પચરંગી પુષ્પે પ્રફુલ્લાવી, પરિમલઆવી રાખે એજ અભ્યર્થના-અભિલાષા !

સંવત્ ૧૯૮૫ ના
ફાલ્ગુન સુદિ પૂર્ણિમા
તા. ૨૫-૩ ૨૯

ભવદીય. સાહિત્યપ્રેમી
"પુષ્પ."
ચમનલાલ હીરાલાલ ભટ્ટ
ફૂલડીફળીઆ ભગવીઆશેરી,
સુરત.

# * ઐતિહાસિક અનુસંધાન. *

મરેઠી સત્તાનો મજબૂત પાયો **ભારતવર્ષ**માં નાખનાર, હિન્દુ-કોમ અને હિન્દુ-ધર્મની આજની હયાતીના નાક રૂપ, ( શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી ) લૂટારૂ અને ડુંગરના ઉંદર તરીકે ઇતિહાસમાં પ્રસિધ્ધિ પામનાર, તેમજ મહાન મુત્સદ્દી અને ધર્માંધ પાદશાહ **આલમગીર**ને પણ હથેલીમાં ચંદ્ર બતાવનાર, ( મીઠાઇના ટોપલામાં ભરાઈ ન્હાસી જઇને ) જનની **જીજીબાઇ**ની કૂખને અને દૂધને દીપાવનાર મહારાષ્ટ્ર કેસરી **શિવાજી** મહારાજને મૃત્યું સમયે બે પુત્રો હતા. **સંભાજી** અને **રાજારામ**. તેમાં મ્હોટો **સંભાજી** તેના બાપના જેવો બહાદુર હોવા છતાં **વિલાસી આત્મા** તરીકે ઇતિહાસમાં મશહૂર થયો છે. સુરા અને સુંદરી એ બેના હદબહારના શોખમાં એણે પોતાના સર્વસ્વ ઉપર પાણી મૂકયું. કલૂષા નામે એક બદચલન બ્રાહ્મણની સોબતમાં પડી એણે બાપ મરતાંજ શીર્કે **દોલતરાવ** નામના નૌકાસૈન્યના સરદારને મારી નાખી તેની પત્ની **તુલસી**નું હરણ કરી પોતાની અને રાજ્યની પાયમાલીને પ્હેલે પગથીએ પગ મૂકવાની શરૂઆત કરી. કહેવાય છે, કે આ સૌન્દર્યસંપન્ન બ્રાહ્મણ-વિધવાએ જ પોતાના સૌન્દર્ય અને શિયળને ભોગે **સંભાજી**ને વશ કરી, છેવટ દગો દઈ પોતાનું વેર વાળ્યું.

ઈ. સ. ૧૬૮[illegible] માં બાદશાહ **અવરંગઝેબે** પાંચ વર્ષ સુધી સતત્ પ્રયત્ન કરી પોતાથી પર-મઝહબના **વિજાપૂર** ને **ગોવળકોંડાના** મુસલમાની રાજ્યો જીતવામાં સમય, શક્તિ અને સમૃદ્ધિનો મૂલ્યભર્યો ભોગ આપ્યો, ત્યાં સુધી અયશ-આરામ અને અમનચમનમાં મસ્ત તથા મદિરા-મોહીનીમાં ગરકચૂર એવા **સંભાજી**ની આંખો એ [illegible]

તકનો લાભ લેવા ન ઉપડી, તે ન જ ઉપડી. છેવટ એની પ્રાણથી પ્યારી એવી તુલસીએજ પોતાના મૃત પતિનુ વૈર વાળવા, એને સંગમેશ્વરમાં બાદશાહના સરદાર તુકારબખાનના હાથમા દગાથી પકડાવી દઈ પોતાની પ્રતિજ્ઞા પાળી, પાછળથી જીવતી બળી મરી. ભર્યા દરબારમા અવરંગઝેબે કેદી સંભાજી પોતાનો દીને ઈસ્લામી મઝહબ સ્વિકારે, અર્થાત્ સ્વધર્મમાં વટલે, તો જ જીવતો છોડવાની ઉદારતાભરી શરત રજુ કરી. પરંતુ કહેવાય છે, કે શુરવીર બાપના એ શુરવીર બેટાએ એ વખતે એવો જવાબ આપ્યો, કે. "ત્હારી શાહજાદી પરણાવે તો મુસલમાન થાઉં." વળી તેણે પાદશાહ તેમજ પયગમ્બરને ઘણી ગાળો દીધી આથી ઉશ્કેરાઈ જઈને એ ધર્મચૂસ્ત અને ઝનુની બાદશાહે એને જલ્લાદોના હાથમાં સોંપી એનો—છત્રપતી સંભાજીનો જીવનદીપ બુઝાવી નાખવામાં પોતાની મહત્તા, સત્તા અને કીર્તિનું ગૌરવ માન્યુ અને તેમ છતાં પણ, એ ધગધગતા લોહી છંટકાવથી પણ એની આંધળી ધર્મઘેલછાની ભૂખ ન ભાગી, એટલે એણે એની પતિવ્રતા પટ્ટરાણી યેસુબાઈ અને બાળક શાહુને પણ પકડી મંગાવી કેદમાં નાખ્યા.

સંભાજીના મૃત્યુ-સમાચારથી ઉશ્કેરાયલા મરેઠાવીરોએ એના નાના ભાઈ રાજારામને ગાદીએ બેસાડ્યો, પરંતુ જીંજીથી સતારા સુધીનો મુલક તાબે કરી, એટલા મુગલાઈ મુલકમાંથી ચોથ ઉઘરાવી એ ઈ. સ. ૧૭૦૦ માં આ દુનિયા છોડી ગયો. એના મૃત્યુ બાદ એની વીરાંગના વિધવા તારાબાઈએ પોતાના બાલક પુત્ર શિવાજીને ગાદીએ બેસાડી એના નામથી રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. આ દરમ્યાન લુટફાટીઆ મરેઠી લશ્કરથી હયરાન-પરેશાન થઈ ગએલા [illegible] તેમની સાથે સુલેહ કરવાની ઇચ્છા દર્શાવી, પરન્તુ આગ્

નમતુ આપવાથી ઉન્મત્ત થએલ મરાઠાઓએ છેક ઉંચે ચઢી એવી તો મ્હોટી મ્હોટી માગણીઓ રજુ કરી, કે બાદશાહ તે મંજૂર કરી શક્યો નહિ. આથી મરેઠી સૈન્યે તેની પંઠ પકડી. મહા મુશ્કેલીએ પોતાનો જાન બચાવી **આલમગીર અહમદનગર** પહોંચ્યો, અને ત્યાં જ થોડી મુદતમા ૪૯ વરસ રાજ્ય કરી ૮૯ વરસની ઉમરે ઈ. સ. ૧૭૦૭ માં એણે પોતાની દેહ છોડી.

× × × ×

**ભા**રતવર્ષની ફળદ્રુપ ફુલવાડીમા મોગલાઈ સત્તાનો પાયો નાખનાર **બાબર**. એની ઉપર એક આલીશાન અને સંગીન ઈમારત ચણનાર શહેનશાહ **અકબર**, જ્યારે ભેદ–ભાવનાની દ્રષ્ટિથી એના ઉંડાણમા ઉતરેલા પાયાઓને હચમચાવી ઢીલાં કરી જનાર બળવાન છતાં કળવાન નહિ એવો સીતમગર સુલતાન **અવરંગઝેબ**' પડું પડું થઈ રહેલી મોગલાઈ શહેનશાહત જ એના જ મજબુત બુદ્ધિ–કૌશલ્યના ટેકાથી ટકી રહી હતી, તે એના પડવાની સાથે જ કડકડાટ તુટી પડી એના મૃત્યુ સમય મોગલ સૈનિકોના બબ્બે ત્રણ ત્રણ માસના પગાર ચઢી ચૂક્યા હતા, અને સર્વ કોઈ કેદીને લાંચ–રૂશ્વત મળતાં જ છોડી મૂકતા હતા ( જેમકે રાજારામ ) એક બાજુ મરેઠાઓનો ત્રાસ વધતો જતો હતો, તો બીજી બાજુ તમામ રજપૂત રાજ્યોને રાજનીતિમાં ધર્મભાવનાને ભેળવી **અવરંગઝેબે** કટ્ટા શત્રુ બનાવ્યા હતા, એટલે વારંવાર લઢી લઢી થાકી–કંટાળી ગએલી મોગલ સેનાના સિપાહીઓ અને સરદારો મોજીલા અને આળસુ થઈ ગયા હતા. ત્યાં બાહોશ રાજદ્વારી પુરૂષ **આલમગીરના** પ્રભાવ અને સત્તાની સાંકળ એકાએક તુટી જતા એ બધા બિલકુલ સ્વતંત્ર અને સ્વચ્છંદ થઈ ગયા. આ

અવ્યવસ્થાનો લાભ ઉઠાવી આઝમે રાજ્યલગામ હાથમાં લીધી, અને વચન વિચારી સંભાજીના દીકરા બીજા શિવાજીને કેદખાનામાંથી છોડી મૂક્યો. જે પાછળથી "શાહુ"ને નામે ઇતિહાસમાં જાણીતો થયો

જ્હાર આવતા જ શાહુએ પોતાના બાપની ગાદીનો દાવો કર્યો, પરંતુ તારાબાઇએ 'સંભાજીનો તુ સાચો પુત્ર નહિ, પણ કોઇ બનાવટી–નામધારી ને વેશધારી છે,' એમ કહી એને ઉડાવી મૂકવાનો પ્રયત્ન કર્યો, પણ આ વેળા ઘણા બળવાન સરદારો એના પક્ષમાં આવી મળવાથી એનુ જોર વધ્યુ અને એ ફાવ્યો અંતે આ માંહોમાંહેના ગૃહ–તકરારના પરિણામમાં રાજ્યના બે ભાગલા પડી ગયા. મ્હોટા દીકરાના વંશજને સતારાની અને ન્હાનાના વંશજને કોલ્હાપુરની ગાદી મળી.

ઈ સ. ૧૭૦૮ માં શાહુએ પિતાનુ રાજ્યસિંહાસન અને રાજ્યછત્ર પહેલવહેલું શોભાવ્યુ. એણે બાલાજીરાવને પેશ્વાની જગ્યા આપી પોતે મોગલ રંગમહેલમાં લાંબો કાળ રહેલો અને ઉછરેલો હોવાથી એ પોતાના બાપથીય સવાયો શોખીન રંગીલો અને વિલાસી હતો. રાજ્યકારભાર અને તમામ સત્તા વિશ્વાસુ પેશ્વા બાલાજીરાવને ભરોસે સોંપી દઈ એ ચોવીસે કલાક શરાબ અને સુંદરીઓની મજાહ અને મસ્તી લૂટવામાં જ પોતાના જીવનનુ સાફલ્ય સમજ્યો. આની એ બેદરકારીને લઇને પેશ્વાઓ આગળ જતાં એટલી હદ સુધી વધી ગયા–ફાવી ગયા–રાજ્યમાં કરતા–કારવતા થઈ ગયા, કે આખરે એમણે અપુત્ર શાહુના મરણ પછી. પુનામાં પોતાની સ્વતંત્ર [illegible] કરી.

રાજા તો નામનો જ માટીના પૂતળા જેવો-દોરી મારફતે ચાલતા રમકડા જેવો જ હતો, બાકી રાજ્યમાં ખરી ધીરદાર તો પેશ્વા **બાલાજીરાવની** જ વાગતી. તલાટીના ન્હાનકડા પદેથી વધી પેશ્વાઈની પદવી મેળવનાર **બાલાજીરાવ** બહુજ બહાદુર બુદ્ધિવાન અને પહોંચેલો હતો. મરેઠાઓ ભણેલાઓ ન્હોતા, કેવળ તરવાર જ ચલાવવાની સફાઈ શીખ્યા હતા, એટલે હિસાબખિતાબ અને રાજ્યવહિવટની વ્યવહારીક ચાલાકી માટે તેમને આ બ્રાહ્મણોની જરૂર ડગલે ને પગલે પડતી. અને **બાલાજીરાવે** પેશ્વાઈપદે આવતાની સાથે જ મરેઠાની જગ્યાએ બ્રાહ્મણોને મૂકીને પોતાની બાજુ ઢાલ જેવી મજબુત બનાવી દીધી. પરંતુ એ કંઈ વિશેષ નવાજૂની કરે તે પહેલાં તો ઈ. સ. ૧૭૨૦ માં એ બહાદુર પેશ્વાને યમરાજના આમંત્રણ આવી ચૂક્યાં.

એને બે પુત્રો હતા. **બાજીરાવ** અને **ચીમનાજી**. તેમાં મ્હોટા **બાજીરાવ** બાપથી પણ વિશેષ બાહોશ હોવાથી શાહુએ પેશ્વાઈ તેને સોંપી. **શિવાજી** મહારાજની ધારણા ભારતવર્ષમાંથી મુસલમાની રાજ્ય કાઢી આર્ય રાજ્ય સ્થાપવાની હતી, અને તે બર લાવવાને આ પેશ્વાએ પોતાના લોહીનું છેલ્લામાં છેલ્લુ ટીપું નીમકહલાલીથી અર્પણ કર્યું. મરેઠામાં **શિવાજી** અને પેશ્વામાં **બાજીરાવ** જેવા વીરલા અન્ય એકેય નથી થયા, એ ઐતિહાસિક સત્ય છે.

આ વખતે દુનિયાભરમાં પોતાની અઢળક બાદશાહી રિદ્ધિ-સિદ્ધિ-સમૃદ્ધિ અને ભવ્યતાનો ડંકો વગાડતાં **ભારતવર્ષ**માં વ્યાપાર કરવાને બ્હાને આવેલી અંગ્રેજ, ફ્રેંચ, પોર્ટુગીઝ, વલંદા વિગેરે પરદેશી કંપનીઓ પોતપોતાની કોઠીઓ બાંધી કવાયતી સૈન્યના રક્ષણ સાથે રાજ્યખટપટમાં પણ માથુ મારતી હતી. અંદરખાનેથી હિન્દના આ

ફિરંગી હિતેચ્છુઓનો ઇરાદો હિન્દની રાજ્યગાદી અને વ્યાપાર હુન્નર હસ્તગત કરવાનો હતો. મરેઠા અને મોગલોના માંહોમાંહેના રાજ્યદ્વારી ઝઘડામાં એક બીજા તરફથી નાણાની કોથળીઓ લઈ ભાડુતી મદદ કરવા એ વચ્ચે પડતા, અને હિન્દની બે બળવાન કોમ હિન્દુ-મુસલમાનોને આપસઆપસમાં ઝઘડાવી-ફૂટાવી નિર્બળ અને નિર્ધન બનાવવાનો પ્રયત્ન કરતા. એમાં છેવટે કોણ ? કેટલે અંશે ? અને કેવી રીતે ફાવ્યા ? તેના ગઇકાલનો અને આજનો ગુલામ અને પરાધીન ભારતવર્ષનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ સાક્ષી પૂરે છે.

એ વખતે મોગલાઈ સત્તાનો સૂર્ય નમતો જતો હતો. પાદશાહો એક તો નિર્માલ્ય, અને વળી પાછી તેમાં સરદારોમાં ફાટફુટ અને ઇર્ષા, એટલે બાજીરાવનું ધ્યાન એ સોનેરી તક સાધી તેનો લાભ ઉઠાવવા તરફ ખેંચાયુ. પરતુ મરેઠી દરબારમાં મોગલાઈ સત્તા તોડવાને બે જાતના અભિપ્રાયો હતા. એક પક્ષનો અભિપ્રાય એવો હતો, કે પહેલાં ન્હાના ન્હાના સુબાના રાજ્યો જીતી લઇ-એમ ધીરે ધીરે એક પછી એક પગથીઆ ચઢતાં ચઢતાં છેક ટોચે પહોંચી પછી પાદશાહી સત્તાનું છેવટ લાવવું, જ્યારે બીજો પક્ષ એવો મત ધરાવતો હતો, કે થડ કાપ્યુ એટલે ડાળા-પાંખડા એની મેળે તુટી પડશે, અર્થાત્ પહેલી પાદશાહી સર કરી, કે પછી સુબાના રાજ્યો જીતવામાં બહુ મુશ્કેલી નહિ નડે. અને બાજીરાવ આ બીજા પક્ષના અભિપ્રાયને મળતો હતો. ભર્યા દરબારમાં એ વીરપુરૂષ સિંહ સમી ગર્જનાથી ગાજ્યો: "મહારાજ! મોગલ સત્તાને છિન્નભિન્ન કરી નાખી ભારતખંડમાંથી પરદેશીઓને હાંકી કાઢવા હોય ! હિન્દુ રાજ્ય સ્થાપી શિવાજી મહારાજનો ભગવો ઝુંડો ( એમના ગુરૂ શ્રી સમર્થ સ્વામી રામદાસ હતા, માટે ) આખા

આર્યાવર્ત ઉપર ઉડતો જોવા ઇચ્છતા હો! તો એ અમર નામના કરવાનો આ વખત છે, એને માન આપો, વધાવી લ્યો. ક્ષય પામતાં વૃક્ષને છેક મૂળમાંથી જ વ્હેરી નાખતાં ડાળા-પાંદડા ટૂંપવાની જરૂર નહિ પડે, તેમ બહુ વાર પણ નહિ લાગે." **બાજીરાવના** આવાં વીરતાભર્યાં વચનોથી ખુશ થઈ "બહાદુર પિતાના બહાદુર બેટા! ધન્ય છે, ત્હારી વીરતાને. મ્હારો વાવટો તું હિમાલયને પણ પેલે પાર ઉડાડશે, એવો મ્હને વિશ્વાસ છે." એમ બોલી **શાહુએ** તેની સલાહ માન્ય રાખી.

અને પછી પરવાનગી મળતાં જ એ વીરપુરૂષે પોતાની શક્તિ અને બુદ્ધિનો અપારાબંધ ઉપયોગ કરવો શરૂ કર્યો. **ચીમનાજી** આપાએ પોર્ટુગીઝ પાસેથી **સાષ્ટિ** ને **વસાઈ** જીતી લઈ આખા **કોકણમાં** મરેઠી સત્તા ઠોકી બેસાડી. પરતુ આ વખતે **નિઝામ** જ્યાં ને ત્યાં વચ્ચે પડી હોળીઓ સળગાવતો હતો. પોતાનું કાંઈ ન ચાલતાં તેણે મરેઠી રાજ્યની બે શાખા **સતારા-કોલ્હાપુરને** પરસ્પર લઢાવી મારી, પરંતુ બાહોશ **બાજીરાવે** બુદ્ધિ કૌશલ્યથી એ બળવો હામ પાડ્યો. આથી ધુંધવાયલા પેશ્વાના બળવાન સરદાર **રાઘોજી** ભોંસલેએ કટક સુધી લૂંટ ચલાવી ચોથ અને સરદેશમુખી ઉઘરાવી. ઇ. સ. ૧૭૩૬ માં **બાજીરાવે** **નિઝામને ભોપાળ** આગળ હરાવ્યો, અને તેણે માળવા નર્મદા અને ચંબલ વચ્ચેનો મુલક તથા રૂપીઆ પચાસ લાખ રોકડા પાદશાહ પાસે અપાવવાનું કહી સુલેહ કરાવી. પરંતુ એવામાં "કત્લે આમ"ના ઉપનામથી પ્રખ્યાતી પામેલ **નાદિરશાહે** આવી ઇ. સ. ૧૭૩૯ માં **દિલ્હી** લૂટ્યું, બાળ્યું અને મહા અનર્થ કર્યો, એટલે એ કરાર જેમનો તેમ કાગળના ચીંથરા ઉપર જ રહી ગયો. ઇ. સ. ૧૭૪૦ માં **દિલ્હીના** પાદશાહ **મહમદશાહ** પાસે **બાજીરાવે** **ભોપાળના** કરારનામા મુજબ

ડની લેણી રકમ તથા મુલકની માગણી કરી, પરંતુ નિઝામની ઉશ્કેરણી અને મદદથી ત્રણ વર્ષમાં પાછા કંઇક ટટાર થએલા મહમદશાહે ચોકખી ના પાડી. આથી ક્રોધે ભરાયલો પેશ્વા રાતોરાત સૈન્યની તૈયારી કરી દિલ્હી સર કરવાને માટે છૂપે રસ્તે નીકળી પડયો. પરંતુ ચતુર નિઝામને એની આ ચાલાકીની બાતમી મળતાં જ એણે મહમદશાહને પૂરતી સેના સાથે અચાનક છાપો મારી અર્ધે રસ્તે જ એની પર તૂટી પડવા આગળથી ચેતાવી દીધો. બસ...અહીંથી આપણી આ ઐતિહાસિક ઘટનાની જાળ આગળ ગૂંથાય છે.

[ શ્રી. વિઠ્ઠલભાઇ ધનજીભાઇ કૃત '**ભરતખંડનો સરળ ઇતિહાસ**' નામના શાળાના પાઠ્ય પુસ્તકમાંથી થોડા સુધારાવધારા સાથે. —લેખક. ]

---

# છેલ્લા આંસુ

:= અથવા =:

# "આંસુનો અભિષેક"

## પુષ્પ:—૧

### "પહેલ્લા આંસુ."

"બાપૂ ! ઓ બાપ ! લ્યોને, આ હું પાણી લાવી છું. મોઢું ઉઘાડોને ? અરેરે ! તમે તો જવાબ પણ નથી દેતાં. આહ... ક્રૂર વિધાતાનો આ કેવો કારમો કોપ ! કમનસીબીની પણ આ ક્યાં સુધીની હદ !

જેની સૂણી રણહાક રોમેરોમ શૌર્યે ખીલતાં,
ને ઓલ બાજીરાવ પેશ્વા પૂઠ જેના ઝીલતાં.
જેના ચરણમાં સેંકડો શુરવીરના શિર ઝુકતાં,
જેની અગાડી માન મ્હોટા મહારથીઓ મૂકતાં.
એ માનનીય મહા વિભૂતિ માન મૂકીને ગઈ,
ઝૂકાવનારી અન્યને... પોતે જ ઝૂકીને ગઈ.

આહા ! આ જગતમાં !

લાખો થયા, લાખો ગયા... લાખો ખીલ્યાં, લાખો ખર્યાં,
લાખો હસ્યાં લાખો રડ્યાં...લાખો ડૂબ્યાં લાખો તર્યાં.

પણ કોણ લાંબે એક એવો... આંસુ ના આંખે ભર્યાં ?
કોને જીવનમાં એકલાં... આનન્દના અમૃત ઝર્યાં ?
અંધારૂં અજવાળા પછી... આનન્દ પાછળ શોક છે.
આ લોકના મહેમાનને... સત્કારવા પરલોક છે.

જીવનની દશામાં થતા આ ભાગ્ય-પલટાને પલટાવવા કયો પ્રાણી સમર્થ નીવડયો છે ?

વીજળી ચમકતી વ્યોમમાં... જોનારની આંખો ઠરે.
ત્યાં તો છૂપાઈ આભમાં... ઉત્સાહ અંતરનો હરે.
ચંદા ચળકતી ચોકમાં... રંગો રૂપેરી પાથરે,
હું હસું એને જોઈને... ત્યાં તુર્ત અંધારૂં કરે.
જ્યાં પ્રેમના પાણી મીઠાં... જીવન-મટુકામાં ભરે,
મલકાય આખું માનવી... ત્યાં ટપોટપ ટીપાં ઝરે.
તો આ ઉપરથી સર્વ જનને શીખવાનું એ મળે,
જે ગયા તે તો ગયા...બસ એ ફરી પાછા નહિ વળે.

પછી લાંબા પ્રયત્નો કાં ન થાય ? સેંકડો પ્રાણો કાં ન પથરાય ? આખા જગતની પાંપણો કાં ન ભિંજાય ?

છૂટયું કમાનેથી પછી એ તીર બસ ચાલ્યું જતું.
ફૂટયું પછી એ બંધમાંથી નીર બસ ફાલ્યું જતું
તૂટયું જીવનનું નાવ...ત્યાં એ તુર્ત તળીએ બેસતું
પાણી જરા પેઠું... પછી એ પૂર ઝડપે પેસતું.
ડૂબનાર ડૂબી છૂટતા... એને પછી જોવું નથી,
બચનાર બાકીના રડે... એને પછી રોવું નથી.
પ્રેમી હૃદય પૂકે... બિચારા દુઃખમાં ડૂલી જતાં.
જાનાર પાછળ જીવતાં... રહેનારને ભૂલી જતાં.

બાપુ! બાપૂ! તમે પણ એજ પ્રમાણે આ તમારી પ્રેમઘેલી પુત્રીનો વિચાર કીધા વિના જ પરલોક પરવરવાનું પસંદ કીધું છે. તમે ચાલ્યા ગયા! આ નિર્જન ભયાનક સ્થાનમાં મ્હને એકલી મૂકીને! હમણા થોડા જ વખત ઉપર તમે શુરાતનથી સમશેર ચમકાવતા હતા. અને...અને એટલામાં જ પોઢી ગયા! તમે પાણી માગ્યું, અને હું તે લેવા ગઈ. અજાણ્યે રસ્તે અંધારામાં અથડાતા-કૂટાતાં મ્હને જરા વાર લાગી, એટલે તો તમે અધીરા-ઉતાવળા બની સ્વર્ગધામના દ્વાર ખખડાવવા ચાલ્યા ગયા!

મ્હને અહીં બ્હીક લાગે છે. મ્હારી બહાદુરી તમારા અબોલાએ અલોપ કરી દીધી છે. બોલોને, એક વાર તો આંખ ઉઘાડોને! પિતાજી! આ તમારી લાડકડી **યમુના** તમને સ્નેહભીને સાદે પોકારી રહી છે. એક વાર મીંચાયલી પાપણો ખોલી તમારી **યમુના**ની અશ્રુભરી આંખો તરફ જુઓ. નહિ જુઓ? એક વાર "**યમુના**! બેટા!" એટલુંય નહિ કહો? હાય... અફસોસ...હવે તે હું કેવી રીતે ઉઠાડું? કેવી રીતે મનાવું? શી રીતે સમજાવું?

સૂતેલા સાદ પાડે તો તરત હુંકાર આપે છે,
પરન્તુ જાગતાં મુખ મૌન જાણી જોઇ સ્થાપે છે.
પિતાજી! આપ પણ એમજ કદી રીસાયલા હો તો!
મનાવા માફ માગીને ઉભી તૈયાર છું કહો તો.

પણ એક વાર...ફક્ત એક જ પલકને માટે પણ તમારાં હોઠો ઉઘાડો......તમારી આંખો ખોલો..."

એ સોળ વરસની ભરયુવાન બાળાએ પોતાના માથા ઉપરથી (પુરૂષ પોષાકમાં હતી) સ્ત્રીત્વને છુપાવનો શિરપેચ ઉતારી નાખ્યો.

મદારીના કરંડીઆમાંથી સર્પ બહાર નીકળે, એમ એના લાંબા કાળા વાળ એમાંથી બહાર નીકળી એની પીઠ ઉપર વિખરાઈ વળ્યાં. પાણીની તૃષાએ અચેતન થઈ પડેલા પોતાના ધ્રાયલા વૃદ્ધ પિતાને જાગ્રત કરવાને માટે એણે પુષ્કળ ઢેઢાળ્યા—પ્રૂગ આંસુ વેર્યાં. ભીંજવી લાવેલ વસ્ત્રને નીચોવી મોટા ઉપર પાણીનો છંટકાવ કર્યો. છતાં વ્યર્થ! ખરેખર! જેણે અમરધામના દર્શન માટે પ્રયાણ કરવા આંખો મીંચી હોય. એ કેમ કરી ખોલે?

* * * * *

અઢારમી સદીના ઇતિહાસનું આ એક આંસુથી નીતરતુ પાનું છે. દિલ્હીનો ડગમગતો રાજ્યમુકુટ જ્યારે મુસ્લીમ બાદશાહ મહમદશાહનું મસ્તક શોભાવી રહ્યો હતો, ૐ ભવાની અને આસમાનની ધ્વજ ચાંદની નીશાનીવાળી વિજયપતાકાઓ સારાય ભારતવર્ષને કાંગરે ફરફરાવવા—ઉડાડવા જ્યારે બે પ્રચંડ કોમો એક બીજાની સાથે આથડી રહી હતી. રાજપુત મરેઠા અને યવનોના પ્રચંડ ધર્મવિગ્રહો માતા ભારતીની છાતી ઉપર એકમેકને ચગદી નાખવા લોહી—છાંટણા છાંટી રહ્યા હતા—રૂધીરની રેલમછેલ રેલાવી રહ્યા હતા—શોણિતની સરિતાઓ વહેવડાવી રહ્યા હતા, ત્યારે, તે વખતે હિન્દમા હિન્દુધર્મનો અને હિન્દુરાજ્યના મજબુત પાયો નાખનાર વીરશ્રેષ્ઠ શિવાજી મહારાજનો ભગવો ઝુંડો પુનાના દુર્ગદ્વાર ઉપર ફરફરી રહ્યો હતો.

અને અત્યારે દિલ્હીના તખ્તની ટક્કર લેનાર બાદશાહ મહમદશાહની બરોબરી કરનાર પુનાના એ મહા પ્રભાવશાળી અને મહિમાવન્તા રાજ્યછત્રની જવાબદારી ને જોખમદારી પત્થરના પુતળા જેવા નમાલાં અને શોખીન રાજા શાહુના પ્રતિનિધી તરીકે પેશ્વા, સરકાર બહાદુર

બાજીરાવ પોતાને શિર ધરાવી રહ્યો હતો એના રોમેરોમમાં એ ગૌ-બ્રાહ્મણ-પ્રતિપાળ સ્વ. વીર શિવાજી મહારાજનો હિન્દુકોમ અને હિન્દુધર્મ માટે ફના થવાનો અમર સંદેશ હજુ એવો ને એવો જ અહરનિશ ગુંજી રહ્યો હતો. આખા ભારતવર્ષમાં એક વખત પેશ્વાઇની હાક વાગતી થાય, અને મરેઠાઓનો વિજય વાવટો ચોમેર ફરફરતો થાય. એ એક માત્ર એની નેમ હતી-જીવનધ્યેય હતુ. એની જાગૃત અને ઝનૂની પાંપણે રાત-દિવસ પેશ્વાઇ-સત્તાના સૂર્યોદય-સ્વપ્નાઓ જોવાને માટે જ અધીર બની પલકારા માર્યા કરતી હતી.

જ્યારે બીજી બાજુ નાદિરશાહની હૈવાનીયતભરી આગ અને લૂટ પછી ફરી પાછા યવનો ધીરે ધીરે પોતાનો પગ આગળ અને આગળ વધારવા પરદેશી પ્રજાની મદદ અને મદ્દેરબાની મેળવી રહ્યા હતા ભારતવર્ષને કાંગરે દીને ઇસ્લામનો ધર્મધ્વજ ઉડતો થાય. એ તેમના દીલની તમન્ના હતી. દિલ્હી સુલતાન મહમદશાહ પેશ્વા બાજીરાવની સત્તા નાબુદ કરી શાહુને પુનાના તખ્ત ઉપરથી ઉઠાડી મકવા નિઝામ સાથે મળી જઇ છૂપી તૈયારીઓ કરી રહ્યો હતો. જ્યારે મહત્વાકાંક્ષી વીર બાજીરાવ દિલ્હી સર કરી પેશ્વાઇની આણ વર્તાવવા માટે પોતાની મુત્સદ્દીગીરીના પ્રપંચદાવ નાખી રહ્યો હતો. સાપ અને નોળીઓ! સિંહ અને હાથી! બે કટ્ટા હરિફોની જીવલેણ મારામારીની શરૂઆત થઇ ચૂકી હતી.

અને એજ અઢારમી સદીની એક વિકાળ રાત્રે નિઝામ સાથે થએલી **"ભોપાળની સંધી"** ના કરાર મુજબ દિલ્હીના બાદશાહે રૂપીઆ **પચાસ લાખની દંડની** રકમ આપવાની ચોકખી ના પાડવાથી, તેમજ પેશ્વાના માનીતા સરદાર યશોરાવની એકની એક

યુવાન પુત્રી યશવંતી અથવા યશોદાને મહમદશાહના છૂપા જાસુસો ઉપાડી ગયા, એવી વાત પેશ્વાને કાને આવવાથી પોતાની પ્રજાની વહુ-દીકરીઓની આબરૂ ઉપર હાથ નાખનાર અને કીધેલાં કરાર તોડનાર એ શાહને પોતાનો હાથ ફરી એક વાર બરાબર બનાવવાનો નિશ્ચય કરી બાજીરાવ કોઇ ન જાણે એમ પોતાના કવાયતી અને કસાયલા મરેઠી સૈનિકોને લઈ દિલ્હી ઉપર હલ્લો કરવા એકાએક અણધારી રાત્રે આગળ વધ્યો. સૈન્યને સહુથી મોખરે અનુભવી વૃદ્ધ સરદાર મલ્હારાવ, તેના પાલક પુત્ર યશવંતરાવ અને પુરૂષ પોષાકમાં સાથેજ આવેલી મલ્હારાવની પુત્રી અને યશવંતની વિવાહિત યુવાન પત્ની યમુના ચાલતા હતા. જ્યારે તેઓ દિલ્હીથી દશ પંદર મંજલ દૂર રહ્યાં, ત્યારે પેશ્વાએ તમામ શ્રમિત સરદાર અને સૈનિકોને આટલી એક રાત્રીને માટે આરામ લઇ તાજા થવા છુટ્ટી બક્ષી. ખુલ્લા મયદાનમાં તંબુઓ અને રાવટીઓ તાણી વિજય-સ્વપ્નના જોતાં મરેઠા વીરો થાક ઉતારવા ઘસઘસાટ ઘોરવા પડયાં.

ત્યાં તો એકાએક દગાબાજ યવનોએ પોતાના જાતિસ્વભાવ ઉપર જઈ હુમલો કીધો. " મારો...કાપો...દીન...દીન..." ના ગગનભેદી અવાજોએ મરેઠા લશ્કરમાં નાસભાગ કરાવી મૂકી. કોઈ જાણીતા દેશદ્રોહીનાજ નીચ કાવત્રાનું આ પરિણામ હોઇ ગુલાબી ઉંઘમાં નિરાંતે આરામ લેતા બેધ્યાન અને ગાફિલ મરેઠા વીરો દુશ્મનોના આ અણધાર્યા ધસારાને પહોંચી વળવા બિલ્કુલ લાચાર બન્યા.

તેમ છતાં ઘણાખરા વીરલાઓ આંખો ચોળતા અર્ધી ઉંઘમાંથી ઉઠી પોતાના હથીયાર સંભાળી સાવધ થઇ દુશ્મનોની ટક્કર ઝીલવા મરણીઆ બની કૂદી પડયા. વિજળીના ચમકારા શી સમશેરો અંધારામાં

તમંચાના ધડાકા-ભડાકા સાથે ચમકવા લાગી. વીર પેશ્વા ભાઉરાવ પણ પોતાનો તમ્બુ ચીરી છેક મોખરે આવી ઊભો પોતાના પાછા હઠતા સૈનિકોને વીર વચનોથી ઉશ્કેરતો એ મરણીઓ વીર મસ્ત વનરાજની માફક પ્રાણની પરવા મૂકી બન્ને હાથે તલવાર વીંઝતો ઝૂઝાય એટલા શૌર્યથી એકલી છાતીએ દુશ્મન-દળમાં ઝૂઝ્યા. પરંતુ વિધાતાની વજ્ર શા મજબૂત ધનુષ્ય-દોરને કોણ તોડી શક્યું છે? કાળની ગહન ગતિને કોણ રોકી શક્યું છે? પુરૂષાર્થની પાળ તોડીને પ્રારબ્ધના પાણી વહેવાના હતાં, તે અંતે વહ્યાં. પેશ્વા હાર્યો, મહમદશાહ જીત્યો, નિજામની વર્ષોની ધારણા આજે આમ બર આવી.

મરેઠી સૈન્યનો ચોથો ભાગ દુશ્મનના દગાનો ભોગ થઈ ઉંઘમાં ને ઉંઘમાંજ નિર્દય રીતે રેંસાઇ ગયા. ચોથો ભાગ સ્હામી છાતીએ લઢી સમરાંગણમાં છેલ્લી નિંદ્રા લેવા માટે સૂતા. ચોથો ભાગ લોહીમાં તરબોળ બની જીવન-મરણની મધ્યસ્થ એવી ઘાયલ અને દયાજનક દશામાં કાળજાં કંપાવે એવી કરૂણાજનક ચિચિયારીઓ પાડતા-તરફડીઆ મારતા જમીન પર પડ્યા. બાકી રહ્યા એમાંથી અડધા જીવતા ન્હાસી છૂટ્યા, તો અડધા જીવતા કેદ પકડાયા.

અને આ ખૂનખાર યુદ્ધમાં પેશ્વા ભાઉરાવ પણ મરણતોલ ઘાયલ થઈ બેશુદ્ધ સ્થિતિમાં રણમાં પટકાયો હતો. એક વફાદાર મરેઠા સરદારની નજર જતાં તેણે એને અશ્વ ઉપર નાખી શાહુના સોગન આપી ન્હસાડી મૂક્યા. "જીવતો નર ભદ્રા પામશે" એ આશાએ એ મહત્વાકાંક્ષી વીરે આજના આ ભયંકર હત્યાકાંડનો એક દિવસ વ્યાજ સાથે બદલો લેવાની ભિષ્મપ્રતિજ્ઞા લઈ ભરેલી આંખે અને બળતે હૈયે આખરે પોતાની પીઠ ફેરવી એ પુના તો પહોંચ્યો. શાહુને પણ આ

વર્તમાનથી વાકેફગાર કરી શક્યો, પરંતુ પુનઃ લશ્કર લઇ પોતાના આ કલંકને ધોવા જવાની તક એની ભાગ્યવિધાતાએ એને ન બક્ષી. એ હારની નામોશીથી ઘવાયલા વીરે થોડા જ દિવસમાં દેહ છોડી. ઈ. સ. ૧૭૪૦માં એણે પોતાના પ્રાણ છોડતાં છેલ્લા શ્વાસે કહ્યું હતું. કે. "હવે પછીના પચ્ચીસ વર્ષમા ધારો તો આપણો ભગવો જુડો અટક સુધી ઉડાડી શકાય, એટલી સંગીન ઇમારત ચણીને જ હુ જાઉ છુ." એ ગયો, પરતુ અયશઆરામી શાહુએ એનું વૈર વાળવા કાંઇ પણ પ્રયત્ન કીધો નહિ એણે એ વીરની જગ્યા એના મ્હોટા પુત્ર બાલાજીને આપી.

* * * * *

પોતાના સમગ્ર સૈન્યને કેદીઓ સાથે દિલ્હી પાછા ફરવાની આજ્ઞા કરી બાદશાહ મહમદશાહ પોતે એ શોણિતપિપાસુ ભૂમિમા ગણ્યાગાંઠયાં વિશ્વાસુ અંગરક્ષકો સાથે પેશ્વાના ભવ્ય તંબુમાં આડો પડી જામ ઉપર જામની પ્યાલીના લહેજ્જત લૂટતો વિજયની ખુશાલી ઉજવી રહ્યો હતો. તંબુની બ્હાર એના પાંચ સાત બગાસા ખાતા બિલાડી જેવા બહાદૂર જવાંમર્દો બેઠા બેઠાં ગપ્પા મારી રહ્યા હતા. એટલામાં એને કાને એકાએક કોઇ સ્ત્રીના કરૂણ કલ્પાંતનો અવાજ આવ્યો. એ સાહસિક સિકદર જાતે જ તંબુની બ્હાર ધસી ગયો. મસાલો સળગાવી આજુબાજુ બરાબર તપાસ કરી આવી બિહામણી રાત્રે રૂદન કરનારને પોતાની પાસે પકડી આણવા એણે પોતાના દારૂના ઘેનમાં ડોલતા અને લથડતા મકોડી અને માખી પહેલવાનોને હુકમ કર્યો. આગલી બાજુ બૂમ પડે, તો તરવાર તાણી પાછલી બાજુએ દોડનાર એ સમશેરબહાદુરો અંધારી રાત્રે હાથમાં સળગતી

મસાલો લઇ થરથરતે ટાંટીએ ભૂત–પિશાચની માફક આમતેમ મડદાના ઢગમાં ઘૂમવા લાગ્યા. ત્યાં એમાંના એકની મસાલનો પ્રકાશ એક ઘાયલ મરેઠા સરદાર ઉપર પડયો. એના કંપા મુખમાંથી–સુકાતા કંઠમાંથી "પા....પા....પાણી...." એવો કાળદૂતના કઠણ હૃદયને પણ એક ક્ષણ કંપાવે એવો કરુણ અવાજ નીકળ્યો. ત્યાં તો એકે એનામા જીવ હોવાથી ભયના માર્યા બીજાને પોતાની મદદે બોલાવ્યો. બીજાએ ત્રીજાને અને ત્રીજાએ ચોથાને આમ ચાર–પાચ યવનો એની આજુ–બાજુ એકઠા થઇ ગયા. મૃત અને ઘાયલ, કંપારીથી કમકમાવે અને રોમાંચ ઉભાં કરે એવા લોહીલોહાણ શબના ઢગલા ઉપર વિના સંકોચે ચરણ મૂકી ચાલ્યા જતાં એ ઝાલીમ જમદૂતોને એ બાપડા તૃષાએ તરફડતા દુશ્મનની દયા ન આવી, એટલુ જ નહિ પરન્તુ "પોતાને આટલી તકલીફ આપનાર વ્યકિત તે આ જ હશે." એમ ધારી એ હરામખોરોએ એના મોઢામાં તલવારથી ગોદા મારી ખડખડાટ હસી "લે આ પાણી..." કહી એ અભાગીની મશ્કરી કરવામાં પોતાની શક્તિનો ઉપયોગ કરી પોતાની જાત અને ખાનદાની જણાવી દીધી. એ બાપડો અભાગી આત્મા લોહીની છોળો ઉડાડી આખરે છૂટયો.

એવામાં બીજા એકે વળી થોડે દૂર એક છૂટા કેશકલાપવાળી સ્ત્રીને એક શબની ઉપર પડી મંદમંદ અવાજે કંઇક કલ્પાંત કરતી સાંભળી. મસાલના પ્રકાશમાં તે પોતાના સાથીતોને લઈ ધીમે પગલે જરા આગળ વધ્યો. દૂરથીજ સાક્ષાત ચંડિકાસ્વરૂપીણી શી ભયાનક મૂર્તિને મરેલાં મુડદાં ઉપર ( ભક્ષ કરવા ) પડેલી જોતાં જ એ બહાદુર વીરોની આંખના ડોળાં એકદમ આસમાન પર ચઢી ગયાં. એક ને તો એ ભક્ષ કરનાર કોઇ ડાકણ જેવી દેખાતાં તેના હાથમાંથી તો તલવાર ને

મસાલ બંને હેઠે પડી ગયાં. "યા અલ્લાહ...યા પરવરદિગાર ...ખુદા તાલા...યે જીવતી ચૂડેલ.. ડાકિન...ખૂન પીનેકે સબબસે ઘૂમતી હોગી ...ભાગો ...એ.. ભાગો.' કહેતાં જ એણે ઝડપ સાથે દોટ મૂકી. સહુ કોઈએ જોયા-વિચાર્યા વિના જ એનું અનુસરણ કર્યું. પણ તેઓ અડધે રસ્તેય આમ પૂરા નહિ પહોંચ્યા હોય, ત્યાં તો કાળા કપડાથી ઢંકાયલી એક કદાવર વ્યક્તિ તેમના રસ્તાની વચ્ચે આવી આડી ઊભી રહી, સત્તાસૂચક સ્વરે બોલી "ખબર ! બાયલાઓ, આમ પાછા ક્યાં નાઠા છો ?"

સ્વર અને વ્યક્તિ બંને પરિચિત હતા. ખુદ બાદશાહ મહમદશાહને જોતાં જ એ પલાયન થતા જવાંમર્દોએ ધ્રૂજતે હાથે સલામ કરી, એક સિપાહ બોલ્યો "જહાંપનાહ ! આપ વહાં મત જાઈએ ..... ઉધર સબ કોઈ આસલી ઔરતકા આકાર નહિ, લેકીન ચુડેલ જયસી કોઈ બલા ખૂનકી તલાશમેં ઈધર ઉધર ઘૂમતી હૈ. હમને હમારી આંખોસે......દેખા..."

'બસ...ચુડેલ હો, અગર જન્નતકી હૂર હો, જો કુછ ભી હો, મૈં ખુદ ઉસકો મેરી આંખોંસે દેખના મંગતા હૂં. આગે બઢો...ઔર મૈં ભી તુમ્હારી સાથ આતા હૂં. ચલીએ..."

"લેકિન જહાં.....પ..' એમ થરથરતા ગાડીઆવાળા સિપાહ ધ્રૂજતા હાથ જોડી બોલ્યા.

"મૈં જ્યાદા એક ભી લફ્ઝ સુનનેકુ નહિ મંગતા. દેરી મત લગાવ આગે બઢો, અગર જો પીછે હટોગે...તો ચમડી તુમ્હારી જાન તમામ હો જાયગી...ચલો..."

"જયસી ખુદાવિંદકી ખ્વાહિશ '

બાદશાહ **મહમદશાહ** એ બાયલાઓને આગળ કરી પૂરતા અજવાળા સાથે ફરી વાર એ અવાજની દિશામાં હિંમતપૂર્વક આગળ વધવા લાગ્યો. એક તો કાળી બિહામણી રાત હતી, તેમાં વળી ઘાયલ સૈનિકોની હૃદય કમકમાવે એવી કરૂણ કીકીઆરીઓ સંભળાતી હતી. મરેલાં મુડદાઓના શરીરમાંથી છૂટતી દુર્ગંધ અને શ્વાન તથા શિઆળાદી વનચર પશુઓનો ઉપદ્રવ પણ એટલો જ હતો. એવા બિપાળુ સ્થાનમાં મુડદાઓના પ્રચંડ ઢગ અને લોહીની વ્હેતી નીકોમા એકલી અટૂલી નીડરપણે બેસી આંસુડા વરસાવનાર એ કરૂણ કાળજાની વીરબાળા તે અન્ય કોઈ નાહ પરંતુ **યમુના** જ હતી.

**બાજીરાવ** પેશ્વાના સૈન્યના એક ભાગના માનીતા મરાઠી બ્રાહ્મણ સરદાર **મહારાવ**ની એ એકની એક પ્યારી અને વીર પુત્રી હતી. પુત્રના લાડકોડમાં ઉછરેલી એ વીર પિતાની વીર પુત્રીને યુદ્ધ જોવાના અને સમરાંગણમાં ખાંડાના ખેલ ખેલવાના કોડ હતા. અને એ કોડ-એ હોંસ પૂરી કરવા એ બહાદૂર બાળા પિતા અને પતિ સાથે સમત કરીને પણ પુરૂષ પોષાકમાં પેશ્વાના સૈન્યની સાથે દિલ્હી આવવા નીકળી હતી. તીર-તરવાર-તમંચો-કટાર વગેરે તમામ શસ્ત્રાસ્ત્ર વાપરવામાં ન્હાનપણથી જ નિપૂણ એવી એ વીરબાળાએ વજ્ર સરખા કઠણ છાતીએ પોતાના વયોવૃદ્ધ પિતા ઉપર આવતાં એકેએક ઘાવ ઝીલાય ત્યાં સુધી ઢાલ તલવાર ઉપર ઝીલ્યાં હતા. પરંતુ અંતે એનો બહાદુર પિતા રણમાં પડયો. એના રણમાં પડેલા પિતાએ ગળે શોષ પડતાં પોતાની પુત્ર તુલ્ય પુત્રીને પાણીને માટે બૂમ મારી. પિતાના શબ્દ ઉપર પ્રાણ પાથરતી આજ્ઞાધિન **યમુના** પડખે ઉભા રહી લડતા પોતાના પતિને પિતાની સંભાળ લેવાનું કહી રણસંગ્રામ છોડી મારની ઘોડાએ પાણી લેવા પાસેની ટેકરી ઉપર દોડી.

પરન્તુ પાણીની શોધમાં એ અજાણી યુવતીને ઘણું મોડું થઇ ગયું. એ દરમ્યાન એના વિવાહિત પતિ યશવંતને યવન-સૈનિકો દગો કરી પાછળથી આવી જીવતો કેદ પકડી ગયા, અને મહારાવ બેશુધ્ધ થઈ ગયો. વસ્ત્રનો કટકો પાણીમાં ભીંજવી શ્વાસભરી યમુના જ્યારે પાછી ફરી, ત્યારે યુધ્ધનું પરિણામ આવી ચૂક્યુ હતું. હજારો મૃતદેહોમાંથી મહામહેનતે એણે પોતાના પિતાને શોધી કાઢ્યા. એનામાં હવે બોલવાની શુદ્ધિ ન્હોતી રહી. દાંતની ખીલી પાણીના શોષે કરી ચ્હોંટી ગઈ હતી. ઘણી ઘણી બૂમો પાડયા છતાં પણ, અને બહુ બહુ ઢંઢોળ્યા પછી પણ જ્યારે એના પિતાએ એને જવાબ ન આપ્યો, ત્યારે એના અધીરા હ્રદયથી પછી રડી દેવાયું. પિતાના બંને હોઠો બળજબરીથી પહોળા કરી એણે અંદર ભીનો કટકો નીચોવી પાણીના ટીપા પાડયાં. એમની છાતી ઉપર પડી ડૂસકે ડૂસકે રડી, એમના શરીરને આંસુઓની ધારાથી એણે પલાળી દીધુ.

આખરે ઇશ્વરે એનાં સ્હામે જોયુ. એના આંસુઓની કંઇક અસર થઈ. ધીરે ધીરે ગળુ ભીનું થતાં ઘાયલ મહારાવના હોઠ ખુલ્યા. થોડીવારે પાપણો ઉઘાડી. એ મંદ અવાજે બોલ્યો. "બે ..ટા...ય... ...મુના...તુ...આ...વી ?"

"હા...બાપૂ." યમુના હર્ષભેર એમને વળગી પડી.

વૃધ્ધે ભીની પણ આશાભરી આંખ એનાં તરફ જોતાં એના બંને નાજુક હાથ પોતાના માથા ઉપર મૂકયા. એ આગળ બોલ્યોઃ "બેટા! ત્હારા સૌભાગ્યદેવતાને શાહના માણસો જીવતાં કેદ પકડી ગયા છે. હું પણ જાઉં છું, હવે તું એકલી છે...મ્હારી એક છેલ્લી ઇચ્છા......" એનો કંઠ રૂંધાવા લાગ્યો.

" કરી નાખીશ, બાપ ! હું મ્હારા પ્રાણને ભોગે પણ એ પૂરી કરીશ. "

" તો મ્હને વચન આપ, બેટા ! કે જ્યાં સુધી દગાબાજ યવનોના આ ભયંકર વિશ્વાસઘાતનું વૈર ન લેવાય, જ્યાં સુધી મરેઠાના ધગધગતા લોહી રેડ્યાનો આગ એમના લોહી રેડી ન બુઝાવાય, જ્યાં સુધી ત્હારા આ પિતા તથા પતિને દગો કરનાર શાહના સેનાપતિના લોહીનું તિલક ત્હારે કપાળે નહિ થાય, તેમજ જ્યાં સુધી શિવાજી મહારાજનો ભગવો ઝંડો દિલ્હીને કાંગરે ફરફરતો ન થાય, ત્યાં સુધી.. ત્યાં સુધી ત્હારે અખંડ બ્રહ્મચર્યનું પાલન કરી ત્હારું કૌમાર્ય જીવન દેશ અને ધર્મની સેવા-વેદી ઉપર સમર્પી દેવું ..બસ .. "

" આપની આજ્ઞા મ્હને શિરોમાન્ય છે, પિતાજી ! લ્યો આ મ્હારું વચન ' એટલું કહેતાં જ એ વીર બાળાએ કમરપટામાંથી કટાર ખેંચી પોતાના જમણા હાથમાંથી લોહીની ધારા કાઢી મરતા પિતાના હાથમાં તેની અંજલિ ભરી પાણી વડે નહિ પરંતુ લોહી વડે પ્રતિજ્ઞા લીધી.

" બ ..સ .. હવે . બ...સ...સ "

એનો પંખેરો મારતો પ્રાણ ઉડી ગયો. યમુનાએ એને બહુ બહુ ઢંઢોળ્યા, પણ પછી એમાંનું કંઈ જ નહિ. એ સમજી ગઈ છુટે કેશે અને અવ્યવસ્થિત વેશે પિતાના શબ ઉપર પડી કરૂણ કલ્પાંત કરવા લાગી. માતા ન્હાનપણમાં જ સ્વર્ગે સંચરી હતી, છતાં પિતાની હેતાળ છાયાએ એની ખોટ ન્હોતી સાલવા દીધી. આંસુ અને અફસોસ શું છે ? અને કોને કહે છે ? એની કલ્પના સુદ્ધાં જેને જીંદગીમાં ન્હોતી સ્પર્શી શકી, એ આજ એકાન્ત અરણ્યમાં એક હૃદય વલોવી નાખે એવું, આંખે કમકમાં આવે એવું મૃત્યુનું કારમું દૃશ્ય નિહાળી રહી હતી.

સોળ વર્ષની ઉમ્મરમાં એની આંખે આજ આ **પહેલાં આંસુ** હતાં.

## પુષ્પ: ૨

## "તલવારનું પાણી."




જગત્પિતા! આજ આ યમુનાનો ઘૂઘવતો સંસાર-સિન્ધુ શાન્ત થઈ ગયો. સ્નાન-પાન કરવાને નામનું પણ શીતળ સ્થાન હતું. તે આજ શોકાગ્નિ-સુકાઈ નિર્જન થઈ ગયું. એ નિર્જન સ્થાનમાં આંસુના ધોધ વહેવડાવવા આજ હું બેઠી છું.

આખા જીવનમાં આંખ જેની સહેજ ભીની થઈ નથી,
આખા દિવસમાં એક પળ જેની ઉદાસી ગઇ નથી.
સ્વપ્નેય જેને શોકનો ભણકાર સુણ્યો નહિ થયો,
અફ્સોસનો ઉદ્ગાર જેની કલ્પનામાં નહિ ગયો.

* * *

દુ:ખ દર્દની ભીની હવા જેને હજુ લાગી નથી,
ઘાયલ ફિરોની વેદના જેને દીલે જાગી નથી.
ઝેરી જગતની વાત... જેણે જાણવા માગી નથી,
જેને જગતની એક પણ ઠોકર હજુ વાગી નથી.
આશાભર્યાં એ ફિરના ઉત્સાહના ચૂરા થયા,
બસ આજથી મ્હારા હવે સુખના દિવસ પૂરા થયા.

ગયા, સગાવ્હાલા કે સ્નેહીસંબંધી જેમાં ગણું તેમાં ન્હાનપણથી હુલાવી-રમાડી મ્હોટી કરનાર, માતાની ખોટનો ખાડો પૂરનાર, પાણીની

જ્યાગે હુશ પીરસી મનગમતાં લાડ લડાવનાર એક તમે હતા ! અને તમને પણ એ નિષ્ઠૂર વિધાતાએ આજ ઝડપી લીધાં. અરેરે...

જનારા તો જતા રહે છે... ઉમર આશાભર્યાં તોડી,
પછાડી આંસુથી પ્રેમી... ધુએ છે એજ રાખોડી.
જગત્ શું બોલશે પાછળ ! નથી મરનારને જોવુ.
પરન્તુ આંસુઓ પાડી પૂંડે રહેનારને રોવું.
ગયા તેને ગઇ ચિન્તા... રહ્યા તેને રહી ચિન્તા.
પછીથી કોણ સૂણે છે... પ્રલાપો પ્રેમીઓના આ.

પિતા ! ઓ પિતા ! જીવન ધરીને તમે મ્હને હસવાનું–રમવાનુ અને લઢવાનું જ શીખવ્યુ; રોવાનું, દીલગીર થવાનુ અને સહન કરવાનું શિક્ષણ રહેજ પણ નથી આપ્યું. જો એ અભ્યાસ, એ મહાવરો હોત, તો આજે મ્હને આટલુ ન લાગત. ઓ પ્રભુ ! સરિતાના મીઠા જળમાં રહેનાર. રમનાર અને જીવનાર આ માછલીને સિન્ધુના ખારા જળના સ્વાદની ક્યાંથી ખબર હોય ! અજવાળામાંથી આવનારને અંધારાના અનુભવ ક્યાંથી હોઇ શકે !

વેલી તે ક્યાંથી ઓળખે પુષ્પો ગયાંએ બાગના.
પાણી બિચારૂં પારખે અવગુણ શાથી આગના !
પૂર્યા વિના મધુકર શું જાણે કમળ કારાવાસ આ !
દાઝયાં વિના શું પતંગ જાણે તેજ આ નિજ નાશના !
પણ એક વેળા જીવને કડવો અનુભવ થાય છે,
ત્યારે જ આણુસમજુ હૃદયને આ જગત્ સમજાય છે.

અને આજ મ્હને પણ પહેલવહેલો એવો કડવો અનુભવ, જુઠા જગતનો ઝેરી અનુભવ થયો.

જન્મ લઈને આ જગત ઉપરથી મેં જોયું હતું,
અંદર બરાબર ઉતરી ઉંડાણમાં જોઈ લીધુ.
ખાવા-પીવા ને ખેલવામાં જે જીવન ખોયું હતુ.
તેણે હવે આજે બધુ એ એકદમ ખોઈ દીધુ.
પ્યારા પિતાનું મ્હોં હવે મ્હારી નજર નાખી રહ્યું.
શોણિત-તિલક કરવું કપાળે બસ હવે બાકી રહ્યું.

પિતાજી ! તમે જોજો, હવે તમારી આ યમુના તમારા લોહીના બદલા કેવો ભયંકર રીતે વાળે છે !" એટલું કહેતાં જ પિતાની લોહીથી ખરડાયલી તલવાર એણે ઉપાડી, ચૂમી એની આખના આંસુ આવેશના પ્રખર અગ્નિના તાપમાં ઓગળી ગયાં એ સિંહણ બની ગઈ:

"મસ્તક ઉડાડીશ આ વંડ એ નીચ માતૃકાહીના,
આંસુ પડ્યાં છે એટલાં પાડીશ ટીપા લોહીના.
હથીયાર તેમજ હાથ રંગાશે ઉભય લાલાશથી,
વિજયી મુખો મુસ્લીમના દફન જશે કાળાશથી.
છૂપો દગો કરનારને મારીશ છૂપા મારથી.
આપીશ ઉત્તર હું હવે તલવારના તલવારથી.
વખત આવે બતાવીશ... મુખે વદી વાણી.
વખત આવે બતાવીશ... તલ્વારનું પાણી."

એ સમશેર ચમકાવતી ઉભી થઈ ગઈ. પરંતુ એ હવામાં વીંઝાય, ત્યાં તો એકાએક એની પાણીદાર ધાર ઉપર પ્રકાશના ચમકારાં પડયાં. એણે પૂંઠ ફેરવી પાછળ જોયું. હાથમાં સળગતી મસાલા સાથે કોઈ કાળા કપડાથી ઢંકાયલી પ્રચંડ વ્યકિત પોતાની તરફ આવી રહી હતી. એ સ્થંભી ગઈ. સ્થિર થઈ ઉભી. પેલી બુરખાવાળી બેદી વ્યકિત પણ એ દરમ્યાન એની લગોલગ આવી ઉભી રહી.

રાત્રીના કાળા બિહામણા પડછાયામાં ચંદ્રિકા સમી ચમકતી એ ચન્દ્રવદનીને નિર્ખતાંજ આવનાર વ્યક્તિ અંજાઇ ગઇ. એ સાહસિક યુવતી પ્હેલાં તો એની તરફ નીડરતાથીજ જોતી એમની એમ ઉભી રહી, પરંતુ જ્યારે એણે એ યવનોને ઓળખ્યા, ત્યારે એની સ્થિર આંખો આશ્ચર્યથી પલકી પડી. પેલી આવનાર વ્યક્તિ પોતાના વિકારી નયનો નચાવતી બોલી: "અહો! આવી અંધારી બિહામણી રાત્રે આવી ભયાનક જગ્યામાં ઉઘાડી સમશેર સાથે આ શબના ઢગલાના બેગી રુદન કરનાર સાહસિક સુંદરી! પુરુષ–વેશમાં સૌંદર્ય–શશિને સંતાડનાર આપ કોણ છો?"

"પ્હેલાં તમે કોણ છો એ જવાબ આપો." એણે હિંમતથી સ્હામો સવાલ કર્યો

આવનાર વ્યક્તિ એની આ હિંમત ઉપર જરા હસી. તે પછી એણે પોતાના શરીર ઉપરથી કાળો પડદો દૂર કર્યો. યમુનાને જવાબ મળ્યો: "બહાદૂર બાળા! હું દિલ્હીનો સુલતાન મહમદશાહ પોતે...."

યમુના એને જોતાંજ–ઓળખતાંજ બે ડગલા પાછી હઠી ગઇ. એની હાથમાંથી ઉંચી થએલી તલવાર નીચી નમી ગઈ. છતાં એ હિંમત ન હારી. અંગારા ધખતી આંખે એની તરફ જોઇ એ કાતીલ જીભે બોલી:

"ભલે પધાર્યા, દિલ્હીશ્વર! મ્હારા મરતાં પિતાને આપેલું વચન મ્હારાથી હવે જલ્દી પળાશે. મહમદશાહ! હથીયાર સંભાળો, સાવધ થઈ જાવ, મરેઠી સૈન્યની મજબૂત દિવાલનો આ એક પત્થર ખરી પડવાનો હજુ બાકી રહી ગયો છે."

"પરંતુ દિવાની બાળા ! આ દિલ્હીપતિએ ત્હારૂં શું બગાડયું છે વારૂ ? ત્હારો એવો તે શો ભયંકર અપરાધ કર્યો છે વારૂ ?" મહમદશાહ એને નાદાન માની હસવા લાગ્યો.

"તેનો જવાબ મ્હારા આ રણમાં પોઢેલા પિતા આપશે દિલ્હી નરેશ ! હું મ્હારા પિતાના લોહીનો બદલો લોહીથી લેવાની ભયંકર પ્રતિજ્ઞા કરી ચૂકી છું. માટે તલવાર સંભાળો, શું જોઈ રહ્યા છો ? નહિ તો પછી...."

"બહાદુર સૈનિક ! રણસંગ્રામમાં જ્યારે બહાદુરી બતાવવાનો વખત હતો, ત્યારે ક્યાં ન્હાસી ગયા હતા, કે હવે પાછળથી ફૂટી નીકળ્યા ?" શાહે એની વીરતાની મશ્કરી કરવા માંડી.

"એક સ્ત્રીની મશ્કરી ! દગાબાજ...લે..."

ઉશ્કેરાયલી યમુનાએ મહમદશાહના હાથ ઉપર ઓચિંતો ઘા કર્યો. લોહીલોહાણ શાહની આંખો હવે લાલચોળ થઇ ગઇ. એણે પાસે ઉભેલા પોતાના સૈનિકોને એને જીવતી પકડી લેવાનો હુકમ કર્યો. યમુના ! વીર બાળા ! એકલે હાથે એ પાંચ પાંચ કદાવર યવન સિપાઇઓ સાથે નિર્ભયપણે ટક્કર ઝીલવા લાગી પણ આખરે એની તેજસ્વી તલવાર તલવાર સાથે અથડાતા એના કોમળ હાથમાંથી છટકી જમીન ઉપર પડી ગઇ. અને એ ફરી પાછી એને ઉઠાવવા નીચી વળી ત્યાં તો એને પાછળથી પકડી લેવામાં આવી. શાહના હુકમથી એ ઝનૂની સિંહણ-સુતાના હાથ પગ મજબૂત રીતે બાંધી એને બંદીના તરીકે બાદશાહી તંબુમાં લઇ જવામાં આવી.

અને ખરેખર ! જો એ દેખાવડી દેહલતા હાય', જાદુભરી અને કામણગારી કીકીઓ લઇ ન જન્મી હોત, તો જરૂર એજ ક્ષણે એનો

શિરચ્છેદ કરાવી નાખતા શાહ વિચાર સરખોય ન કરત. પરંતુ એની ખૂબસુરતીના તેજે એની આંખોને આંજી નાખી, એના સૌન્દર્યના કેફે એના ક્રોધની મસ્તીને શાન્ત પાડી એને ઉગારી લીધી. અને એજ મોહવિકારની ખુમારીએ શાહને પાછળથી શોષવું પડ્યું.

બીજી સ્હવારે યુદ્ધમાં પકડાયલા તમામ કેદીઓ તથા બંદીની યમુનાને લઈ મહમદશાહ દિલ્હી તરફ ઉપડી ગયો. દિલ્હી ગયા પછી એણે વિજયનો ઉત્સવ ઉજવવા એક ભવ્ય દરબાર ભર્યો. લડાઇમાં જીવતા પકડાયલા મરેઠા વીરોને એક પછી એક ન્યાયને માટે દરબારમાં લાવવામાં આવ્યા. ઇસ્લામી મજહબ સ્વિકારી પોતાની સેવા કરવાની શર્તે જીવતદાન બક્ષવાની એક માત્ર વાત ત્યાં શાહે રજુ કરી. પરંતુ એમાંના એકેએક ધર્મ અને દેશપ્રેમી વીરે એને ઠોકરે મારી–એનો ઇન્કાર કર્યો.

એ પછી વીરાંગના યમુનાનો વારો આવ્યો. બાદશાહ એની વીરતા અને સાહસિકતા ઉપર નહિ, પરંતુ એના ઉગતા યૌવન અને સૌન્દર્યની ઉપર ઘેલો થયો હતો. એ આફ્રીન બનેલ આશકે એને સમજાવી જોવા ફરીથી પ્રયત્ન કર્યો. “યમુના! તું યુવાન છે, સુંદર છે. અને સમજુ છે. હું ત્હારી એ સુંદરતાને છૂંદી નાખવા નથી માગતો. હું ત્હને ચાહું છું. જો તું મ્હારૂં જનાનખાનું શોભાવવા તૈયાર હોય, તો હું ત્હને તેમજ ત્હારા આ તમામ જાતિભાઇઓને–કેદી સૈનિકોને જીવતદાન બક્ષવા તૈયાર છું. ફકત ત્હારા હા–ના ના એક જ શબ્દ ઉપર આ સેંકડો શૂરવીરોના જીવન-મરણનો સવાલ છે.”

“અને હું ના પાડુ તો...”

“તો ત્હારી આંખ આગળ જ એ તમામને કત્લ કરવામાં આવશે, એટલું જ નહિ બલ્કે ત્હને પણ બળાત્કારે ભ્રષ્ટ કરી મ્હારી મુરાદ આખરે પણ હું બર લાવીશ....”

"બસ, એજ કે કંઈ બીજું ?" યમુનાએ બિલકુલ શાન્તિથી જવાબ વાળ્યો.

"એજ. પોતાના અને પોતાના પ્રેમીઓના પ્રાણ કરતાં દુનિયામાં માણસને બીજું શું વિશેષ પ્રિય હોઈ શકે !"

"માન, આબરૂ, ગૌરવ, ધર્મ અને ટેક. સુલતાન સાહેબ ! જીવન અને મૃત્યુ એ બે તો બિલકુલ મામુલી ચીજ છે. મૃત્યુ એ બહુ બહુ તો જીવનનો છેડો લાવીને થોભી જશે. પરંતુ આબરૂ, ધર્મ અને ટેક તો મૂઆ પછી પણ એવા ને એવા જ અખંડ કાયમ રહેશે."

"યમુના ! યમુના ! મૃત્યુની કારમી હાકાઆરીઓ મક્કમતાના કિલ્લા તોડી નાખે છે. શીતમની સપાટી પર પડતાં ધર્મ અને ટેકના પાણી મરી જાય છે. આફત અને આંસુઓની જીદની વરાળો સત્યા-સત્યની સમજશક્તિને સ્થિર કરી સહનશક્તિને હઝાડી-ડોલાવી નાખે છે. માટે જવાબ આપવામાં જે પગલું ભરે, તે બહુ જ જોઈ વિચારીને ભરજે."

શાહના સમશેરની ધાર જેવા શબ્દોએ યમુનાના હૃદય ઉપર કંઈ જ અસર ન કરી. એની ફેવારી સરખી ન ધ્રુજી–ન ધડકી. એને પોતાના પ્રાણની મુદ્દલ દરકાર ન્હોતી, પરંતુ પોતાના જાતિબંધુઓના જાન અને પોતાની પ્રતિજ્ઞા એ બંનેનો મુકાબલો કરવાનો હતો. બંનેમાંથી એકની પસંદગી કરવાની હતી. થોડી વાર સુધી એના હૃદયમાં વિચારોનું મંથન ચાલ્યું. છતાં એના હોઠ ન હાલ્યા. એ એમને એમ સ્થિર ઉભી રહી. એને અવાચક બનેલી જોતાં જ કંઈક ખીજાએલી ધારી પોતાના શબ્દોની વધુ અસર કરવા શાહ બોલ્યો:

"સમજ્યો, યમુના! તું આ બધા વચ્ચે કદાચ મ્હારી માગણી સ્વિકારતાં અચકાતી હોય, અગર તો ત્હારે કંઈ આ બાબતમાં વિચાર કરીને જવાબ આપવો હોય, તો મ્હને પણ ઉતાવળ નથી. હું એક બે દિવસ થોભી જઈશ. પ્રતિહાર! જાવ કૈદીઓને પાછા લઈ જાવ, અને આ છોકરીને બંધનમૂક્ત કરી શાહી મહેલમાં ઉતારો આપો. સાંજના કત્લખાનાના ચોગાનમાં એ બધાને હાજર કરી મ્હારા છેલ્લા હુકમની રાહ જોજો. અને સુંદરી! આ શાહ પણ ત્હારી તરફથી એ દરમ્યાન છેલ્લો સંતોષકારક જવાબ મેળવવાની આશા રાખે છે."

"ખબરદાર...મ્હને શાહી મહેલમાં લઈ ગયા તો!" અત્યાર સુધી શાન્ત થઇ ઉભેલી યમુના પ્રતિહારને પોતાની પાસે આવતો જોઈ હવે ગર્જી. "હું એવી લાલચુ નથી. મ્હને તમારા શાહી સન્માન નથી જોઇતા. શત્રુના સ્વાર્થથી ભરેલાં સ્વાગત ન સંમજી શકે એટલી બધી નાદાન આ યમુનાને ન સમજતા! ક્યાં સ્વતંત્રતા! ક્યાં કેદખાનું! બસ બેમાંથી એક જ મ્હારે જોઇએ છે, અને જો શાહ મ્હને મ્હારી ઇચ્છા મુજબ બળાત્કારે શાહી જનાનખાનામાં ઘસડી જશે, તો હું ખુલ્લી રીતે પડકાર કરીને કહું છું, કે હું દેખીશ તેનું લોહી પીશ. મ્હને તમારા સુવર્ણ-પિંજરામાં પુરી મૂકવામાં તમે સાર નહિ કાઢો. સમજ્યા?"

"ઓહો! એટલું બધું ગુમાન!"

"એ તો સિંહણના સંતાન જ ગર્જે જાણે, શિયાળવાના નહિ."

"તો સાંજના માલમ પડશે. સેનાપતિ! જાવ, એ જીદ્દી છોકરીને પણ આવી જ બંદીની દશામાં કારાગૃહમાં પૂરો અને મજબૂત પ્હેરો રાખો."

"જેવી આજ્ઞા."

" એક નાદાન છોકરીથી શાહ એટલો બધો બ્હીએ છે ? " યમુનાએ જતાં જતાં મર્મવેધી ટકોર કરી.

" શું કરે ? શાહને એના આ શબ્દો તીણાં તીર જેવા ખૂંચ્યા, પણ એ અપમાનનો ઘુંટડો એ ગળી ગયો. રાક્ષસી હૃદયનો પિશાચ પ્રતિહાર દોરડું બાંધી યમુનાને કેદખાના તરફ ઘસડી ગયો. શાહ તરફ પાછું જોઇ તુચ્છકાર ભરી આંખે મોઢું મલકાવતી એ વીર અને સાહસિક બાળા પોતાની અંધારી કોટડી તરફ ચાલતી થઇ.

એને પૂર્યાંને ભાગ્યે જ પાંચેક મીનીટ થઇ હશે, ત્યાં તો દ્વાર પાછાં ખખડયાં. અભાગીની યમુનાની વિચારમાળા તૂટી ગઈ. એક દબદબા ભરેલી યવન રમણી અંદર દાખલ થઇ. એની સાથે બે બાંદીઓ અને બે પહેરેગીરો હતા. યમુના સમજી, કે ' એ બાદશાહની બેગમ હશે.' ઉગરવાની—ન્હાસી છૂટવાની ઇચ્છાએ એણે આશાભરી આંખો ખેંચી ખેંચીને એના તરફ જોયું. આવનાર મહમદશાહની માનીતી બેગમે એક તીરછી નજર એની ઉપર નાખી. એ બોલી: "યમુનાં!"

સ્વર કઠોર પરંતુ પરિચિત હતો. યમુનાએ એને ધારી ધારીને જોઇ, ઓળખવા પ્રયાસ કર્યો. પરંતુ ન ઓળખી શકી. "એજ...હશે ...ના...ના...કોણ...જાણે...કેમ કહેવાય ?..." એનું મન ભ્રમમાં પડયું. એટલે તો એ રમણી લાલચોળ આંખે ફરી ગર્જી: "યમુના! મ્હને ન ઓળખી ? હું યશોરાવની......"

અને એના મોઢામાંથી હજુ બીજો શબ્દ પૂરો બ્હાર નીકળે, તે પ્હેલાં તો યમુના અશ્રુભરી આંખે એના પગમાં પડી. ગદ્ ગદ્ કંઠે બોલી: " કોણ...બ્હેન...યશો...... ! તું અહીં ? આ પોષાકમાં ! " એના હૃદયમાં કંઇક છૂટકારાની આશા જન્મી.

"હા...ત્હારા યશવંતે જેને દગો દઈ, જેના પ્રેમને ઠોકરે માર્યો હતો, તે જ આ ત્હારી દુશ્મન બનેલી યશોદા! યમુના! બ્હેનપણાના સંબંધ સંભારવા હું આજ નથી આવી...."

"ત્યારે? ત્યારે?"

"વૈર લેવા! કીનો લેવા! હૃદયની ધગધગતી આગ બૂઝાવવા! જેને માટે મ્હેં આ જગ્યા આ સ્થાન અને આ વેશ શોભાવ્યા, તે મ્હારા મનની મુરાદ પાર ઉતારવા હું અત્યારે જઈ રહી છું. આજ હું બાદશાહની માનીતી બેગમ છું, સત્તાધીશ છું. તું તેમજ ત્હારો યશવંત બંને મ્હારા હાથમાં છે, બલ્કે મ્હારી દયા ઉપર છે. મ્હને ઉડધૂત કરનાર મ્હારી સ્નેહની કૂણી ક્યારીમાં બેવફાઈની કુહાડીના ઘા મારનાર એ પાષાણહૃદયી પ્રેમીનું ગર્વિષ્ઠ મસ્તક આજ મ્હારા ચરણમાં ઝૂકાવવા હું જઈ રહી છું. એક વખત આ દેહ-ડાળ એને નમતી હતી. આજ એ જ દેહ-ડાળ પાસે એ નમાવનાર નમશે.

જે પ્રેમની તરસી હતી...તે લોહીની તરસી બની.
જે સ્નેહની બાંદી હતી તે શાહની બેગમ બની.
જેની ચરણરજ ચૂમતી તેનેજ ઠોકર મારવા,
જેને સદા સંભારતી...તેને જ બસ સંહારવા,
પાષાણનુ હૈયું કરી...નિષ્ઠુર નયને જાઉં છું,
એ કાચ પર કાતીલ આ હીરાકણી અજમાવું છું."

એણે કમરપટામાં ખોસેલી ચકચકતી કટારી બ્હાર ખેંચી કાઢી. ઉશ્કેરાયલી હાલતમાં એ આગળ બોલી: "યમુના! મ્હારી સ્નેહભરી આંખોમાં તેં શોકયની શૂળો ઘોંચી છે. એનો બદલો હું આજ બરાબર લઈશ.

વર્ષોથી હું આશા તણા જે તાર પર વળગી રહી,
જે શત્રુતાની આગ રોમેરોમમાં સળગી રહી.
કચરો પડેલો આંખમાં જે પાંપણે પીંખી રહ્યો,
જ્વાળામુખી જે વૈરનો...આ દીલમાં ધીખી રહ્યો.
આંખો સૂજેલી આજ એના આંસુથી રૂઝાવું છું,
બળતું હૃદય એના ઉકળતા લોહીથી બૂઝાવું છું.
નિર્દય થયો, તો એ તો નિર્દય હુંય આજે થાઉં છું,
એણે મ્હને લૂંટી તો એને આજ હું લૂટાવું છું."

"નહિ...નહિ...યશુ...બ્હેન યશોદા! એટલી બધી સંગદીલ તું ન થા...એમાં એમનો નહિ...પરંતુ...મ્હારો અને મ્હારા બાપૂનો અપરાધ છે..."

પરંતુ યમુનાના એ આજીજીભર્યાં શબ્દોએ યશોદાનું રૂંવાડું સરખું પણ ન કંપાવ્યું. એણે સાથે આવેલા સૈનિકને હુકમ ફરમાવ્યો: "સુલતાન! એને પણ સાથે લઈ લે...એ પણ એની સગ્ગી આંખે આજ મ્હારો–એક અબળાનો કીનો જરા જુએ તો ખરી..."

"ઓહ! નહિ...નહિ...મ્હારાથી એ નહિ જોવાય......" સાહસિક અને શુરવીર યમુનાની આંખમાં આંસુના ધોધ ઉભરાયાં.

પણ એનું સાંભળે છે જ કોણ? યશોદા ઉર્ફે યશવંતી દમામમાં હુકમ ફરમાવી આગળ ચાલતી થઇ. યમદૂત જેવા સૈનિકોએ એની પાછળ યમુનાને ઘસડવા માંડી.

→ એ યશોદા ઉર્ફે યશવંતી કોણ? ←

## પુષ્પ: ૭

### "શેતરંજનો [illegible]"



"યશોદા ! ત્હારી ઈચ્છા આજ પૂરી થઈ છે. જે યશવંતને તેં જીવતો પકડી ત્હારા ચરણમાં નમાવવાની શર્તે મ્હારી પ્રેમી માંગણી કબૂલવાનું વચન આપ્યું હતું, તે મુજબ યશવંત બીજા કેદીઓ સાથે જીવતો પરહેજ થયો છે, એટલું જ નહિ પરન્તુ ત્હારા પ્રેમમાં પત્થર થઇ પડનાર ત્હારી આંખોની શૂળ જેવી યમુના–સરદાર મહારાવની પુત્રી અને અને યશવંતની વિવાહીતા પત્ની પણ અત્યારે મ્હારું કેદખાનું શોભાવે છે. તું મ્હારી થાય, એટલે હું એને પણ ત્હારી બાંદી તરીકે ત્હારા પગની મોજડી સાફ કરવા સોંપીશ...બોલ એથી વધારે આ મહમદશાહની પાસે એની માનીતી બેગમ બીજી શી આશા રાખે છે, વારુ ?"

"શું યશવંત પકડાયો ? અને યમુના મ્હારી દાસી તરીકે હાજર થશે?"

"હા, હા..."

"તો...તો એ મ્હને પણ [illegible] કે હસી શકવાની નથી. હું બેગમ બનીશ, [illegible] મ્હારી બાંદી બનશે. વૈરની ધગધગતી આગ હું એના આંસુઓથી હવે [illegible] બૂઝવીશ... પણ પેલા... બાજીરાવ..."

"ઘાયલ થઈ બાયલાની માફક ન્હાસી ગયા. મહારાવ માર્યો ગયો. હવે ત્હારે ડરવાનું કંઇ જ પ્રયોજન નથી. આજ રાત્રે જ શાદીની પવિત્ર ગાંઠથી તું મ્હારી સાથે જોડાઇ જશે. બસ...પછી દિલ્હીશ્વરની માનીતી બેગમનુ નામ લેવાની પણ તાકાત કોણ ધરાવે છે? માટે યશોદા! આ રાજપૂતી પોશાકને હવે આજથી તિલાંજલી આપી ત્હારા વચન પ્રમાણે તું એક સુલતાનની સુલતાનાને છાજે એવાં યવન પોષાકથી ત્હારી આ કાંચનવર્ણી દેહને શણગારી તૈયાર થઇ જા. એટલામાં હું પણ કાજીને નીકાહ પઢાવવાની યોગ્ય તૈયારીઓ કરવા કહી દઉં છું." એટલું કહી બાદશાહે દરવાજે ઉભેલી બાંદીને બૂમ મારી, કહ્યું: "જા ખાનને જઇને કહે, કે બાદશાહ સલામતનો હુકમ છે, કે એમના નવા બેગમને માટે ઝનાની પોષાક અને જર-ઝવેરાત હમણાંને હમણા મોકલાવી આપે."

બાંદી મસ્તક નમાવી ચાલતી થઇ. શાહે પણ હસતે મુખે બ્હાર જવા એક પગલું ભર્યું, ત્યાં યશોદા બોલીઃ "નામવાર શાહ! તે પ્હેલાં મ્હારી એક બીજી માગણી છે."

"તે શું?"

"મ્હને એકવાર એ બન્નેને મ્હારૂં અભિમાની મસ્તક અને સત્તાનો દોર બનાવવા એમને મળી આવવાનો પરવાનો મળવો જોઇએ."

"પરંતુ એ પ્હેલાં એક વાર નીકાહ પઢી શાદીના પવિત્ર બંધનથી તું મ્હારી માનીતી બેગમના પદને શોભાવ. બસ...તે પછી મ્હારા તમામ સેવકો અને બાંદીઓ ત્હારી ખિજમતમાં હાજર થશે. ત્હારો પડતો બોલ ઉઠાવી લેશે. મ્હારી માલીકીની એકેએક છૂપામાં છૂપી જગ્યાએ જવા આવવાની પણ ત્હને છૂટ મળશે."

મહમદશાહ એટલું બોલી ચાલતો થયો. એના ગયા પછી એ બ્રાહ્મણ-કન્યા યશોદા મશરૂના ગાલીચા ઉપર પડી ઉંડા વિચારમાં લીન થઇ ગઇ. જ્યારે બાંદીઓએ આવી એની આગળ કીમતી જરીયન પોશાકનો થાળ મુક્યો, ત્યારે જ એની વિચારમાળા તૂટી ગઇ. એક બાજુ ધર્મત્યાગ અને બીજી બાજુ વૈરની આગ! બંને એના અંતરને હચમચાવી રહ્યા હતાં. આખરે વૈરના આતશે ધર્મ અને આબરૂની ચીનગારીને દબાવી દીધી. બાંદીઓ એને બાદશાહની માનીતી બેગમના પોશાકમાં શણગારી ત્યાંથી ચાલતી થઇ. ધર્મભ્રષ્ટ અને જાતિભ્રષ્ટ થઇ એકને માટે પોતાના અનેક દેશબાંધવોને દગો દેવા તૈયાર થનાર એ યશવંતીનું પાપી હૃદય એને અંદરથી ફોલી ખાવા લાગ્યું. ઉપરથી એના હોઠો ઉપર કીનાનું ભયંકર હાસ્ય વિલસી રહ્યું હતું, પરંતુ અંદરથી એની આંખમાં ઝળઝળીઆ આવતાં હતાં. છતાં એ અંદર ને અંદર સમાતાં આંસુઓ હૃદયની ઉંડાણમાં નરવરની લાગણીઓ ઉપર વિજય મેળવવાને સમર્થ ન નીવડયાં.

બાંદીઓના ગયા પછી એ જરીયન પોશાકમાં ઝળહળતી યશવંતી એકલી પડી. એ સ્વગત બડબડવા મંડી: "પણ એમાં મ્હારો શો વાંક? એણે જ્યારે મ્હારૂ આખું જીવન બરબાદ કીધું, ત્યારે મ્હેં એને એકમે છૂંદવા આખી પેશ્વાઇને ઉંધી મારી. એણે મ્હારૂં અપમાન કરતાં, મ્હારૂં દીલ તોડતાં વિચાર ન કર્યો, તો પછી હું એના હૃદયની લાગણીઓના ચૂરેચૂરા કરવામાં શા માટે પાછી પાની કરૂં?

કુમળી કળી પર ગૂંજવા પ્રેમી મધુકર આવતો,
સંદેશ સુંદર સ્નેહભીના સર્વદા એ લાવતો.
પરિમલ સુધા-રસ પાઇ હું સત્કારતી મહેમાનને,
ને સ્નેહથી સ્વિકારતો એ પણ હૃદયના દાનને.

પણ જ્યારથી બીજી કલિકા આંખમાં એને વસી.
બસ ત્યારથી જૂની પ્રીતિ એના હૃદયમાંથી ખસી.

× × × ×

અફસોસ! બેદરકાર થઇ એ બેવફા છોડી ગયો,
પ્રેમી કલીનાં પાંદડાંએ પાંદડી તોડી ગયો.
દીલે દયા આવી ન જેને દગો દઇ કરમાવતા,
શી લાગણી કહો થાય એ શયતાનને શરમાવતા?
ચૂંટી લીધા એણે અભાગી આ જીવનની આશને,
ચૂંટીશ આજે હું હવે એના જ છેલ્લા શ્વાસને.

જો કે એ એક કાંટાને ચૂંટી નાખવાને માટે બીજા સેંકડો અને હજારો ફૂલોનો ભોગ આપવો પડયો, આખો મરેઠી સત્તાનો લીલોછમ બગીચો ઉજ્જડ અને વેરાન કરી નાખવો પડયો, એ અઘટિતજ થયું, છતાં પણ ઇતિહાસમાં આગળ એમ કયાં નથી થયું? વરસોથી થતું આવ્યું છે અને થયું.

એક જ **સી**તા માટે હજારો રાક્ષસો રણમાં પડયા,
એક જ **દ્રૌ**પદી માટે હજારો યાદવો યુધ્ધે ચઢયા.
**મે**વાડની કૃષ્ણા કે જેણે ઝેર પી જીવન હર્યા,
લાખો ચિતોડી વીર વાંચો **પદ્મિની** માટે મર્યા.

× × × ×

કાકુની એક જ કાંસકી એ નાશ વલ્લભીપૂરનો,
ને મદ ઉતાર્યો **માધવે** ગૂજરાતના એ નૂરનો.
**સરદારબા** માટે સૂતા લાખો શૂરા સંગ્રામમાં,
ને **સિદ્ધરાજે** શું કર્યું? એ રાણકીના નામમાં?

રૂપનગરની રાજકન્યા કાજ **આલમગીર** લડ્યો,
રાજા **પતઈનો** **ભદ્ર**કાળી કાજ **પાવાગઢ** પડ્યો.
ઇતિહાસની આ આરસીમાં એટલું જોવાય છે,
કે એક જીવન–નીરમાં લાખો જીવન ધોવાય છે.

હું આમાં નવી ભૂલ કે નવું પાપ શું કરું છું? જેમ સ્ત્રીના પ્રેમે સ્વર્ગના નન્દનવનો ડોલાવ્યાં છે તેમ તેના વૈરે ભલભલા સામ્રાજ્યોના પણ ભૂકા કરી નાખ્યા છે. ભ્રમર જેવા એ બેવફા ને નગુણા પુરુષો! એમને ફૂલે ફૂલે ફરવાની સત્તા! પાંદડીએ પાંદડીએથી મગરાટ ચૂસવાની સ્વતંત્રતા! અને અમારાં રસભર્યાં જીવન! અમારા સ્નેહ–સૌરભભર્યાં નાજૂક હૃદય! જે એકને જ રટે! એકમાં જ રમે! અને એકને જ નમે! તેમ છતાંય તેમની એમને પરવા સરખી નહિ સ્નેહ, સૌરભ, અને સૌન્દર્યની છોળો ભરી ભરી રેડનાર. સુધા શા શીત અને મધુર રસના ટીપાંઓ ટપકાવનાર, અમારા નાજૂક શરીરને શરમાવાનું અને કરમાવાનું સ્થાન. જ્યારે સ્નેહ, સૌરભ અને સૌન્દર્ય લૂટનાર, રસના ઘૂંટડા પીનાર એ સ્વચ્છન્દી આત્માઓને સત્તા અને સ્વામીત્વના ચાબૂક લઈ અમારી ઉપર સ્વાર થવાનું સન્માન! આહા! કેટલો બધો પક્ષપાત! બસ...આજ હું એ પ્રેમીના હૈયાં ચીરનાર, કઠોર હૃદયના પુરુષોને શીખવીશ, સમજાવીશ, કે આશાભર્યાં–દુભાયલાં–તરછોડાયલાં-ઘાયલ દીલોની વેદના કેવી કાતીલ અને કેટલી કારી હોય છે?......"

એનું અન્યાયથી સીઝતું હૃદય હજુ આગળ ઊભની વરાળો કાઢતે, પરન્તુ એટલામાં એક બાંદીએ આવી 'બાદશાહ સલામત શાહી દરબારમાં શાદીને માટે આપની રાહ જુએ છે' એવો સંદેશ સંભળાવ્યો.

ઇચ્છા અને અનિચ્છાના મોજામાં ડોલતી એની શરીર–નાવડી સમુદ્રના ઊંડા જળમાં ઝંપાપાત કરવા આંખો મીંચીને તૈયાર થઈ. તૂટેલે હૈયે અને લથડતે પગે એ યશોદા ! એ યશવંતી ! એ બ્રાહ્મણકન્યા ! અવ્યવસ્થિત થઈ ગએલા વસ્ત્રો ઠીક કરી સાવધ થઈ ગઇ. બાંદીએ એના મોઢા ઉપર સાચ્ચાં મોતીની સેરથી ભરેલો બારીક બુરખો નાખ્યો. યશોદા નહિ પણ દિલ્હીપતિના જનાનખાનાની એક પડદાનશીન બેગમ અમીનાએ હવે સ્હામે લટકતા ભવ્ય આયનામાં પોતાનુ નકાબપોશ વદનચંદ્ર છેલ્લી વારને માટે નિહાળી લીધું. પછી એ ભીની આંખે, ભીને હૃદયે અને મંદ પગલે બાંદીની પાછળ પાછળ ચાલતી થઈ.

*  *  *  *

શાહી મહેલની ઝળહળતી રોશનીમાં સેંકડો સરદારો અને સૈનિકોની જયગર્જના વચ્ચે મૌલવીએ મહમદશાહનો હાથ યશોદાના હાથમાં મૂકી તેને અમીના બેગમને નામે સંબોધી. દિલ્હીની માનીતી રાજ્યરાણીનું તાજ તેને માથે મૂકાયું. અમીનાની આંખમાંથી એ વખતે આંસુના બે ટીપાં સરી પડયાં. હર્ષના હશે કે શોકના ? સુખના હશે કે દુ:ખના ?

શાદીની પવિત્ર ક્રિયાની પૂર્ણાહુતિ થતાં તમામ પરોણાઓ અને સ્નેહીમિત્રો બાદશાહી મિજલસમાં ખાણું લઈ તથા ભેટ–સોગાદો નજર કરી એક પછી એક છૂટા પડયાં. એકાન્ત મળતાં જ એ રંગીલા બાદશાહે પોતાની નવ–પરિણિત બેગમના મોઢા ઉપરથી બારીક બુરખો ઉંચો કર્યો. તેનો એક હાથ પોતાના હાથમાં લઈ બીજો ખભા ઉપર મૂકતાં એ વાસનાનો અધીરો અને આંધળો કીડો એના ધર્મ અને શિયળને ડાઘ લગાડવા, અધરામૃતનું

પાન કરવા ધીરે રહીને આગળ વધ્યો. પરંતુ એજ વખતે કોણ જાણે કેમ તે એ બ્રાહ્મણ કન્યાને શૂર છૂટયું. બાદશાહના બાહુ પાશમાંથી બળપુર્વક છટકી દૂર થતાં એ કંઇક કોમળ, કંઇક ક્રોધભર્યા તો કંઇક સત્તાસૂચક સ્વરે બોલી: "સબૂર કરો. શહેનશાહ! મ્હારી શર્ત મુજબ મ્હારા ધર્મ અને દેહના દાન હું આપને કરી ચૂકી છું. પરન્તુ તમે તમારી શરત હજુ પાળી નથી. એક વાર મ્હને મ્હારા એ બે કેદીઓની મુલાકાતે જવાની, તેમને નજરોનજર જોવાની, તેમજ મ્હારી સન્તાનો સુસવાટા બતાવી મ્હારા અપમાનના બદલામાં તેમને યોગ્ય શિક્ષા કરવાની પરવાનગી મ્હને મળવી જોઇએ."

"ઘણીજ ખુશીથી, અમીના! પ્યારી! આ મહમદશાહ ત્હને અત્યારે આ પળે જ એની મુલાકાત કરાવી આપવા તૈયાર છે. દિલ્હીશ્વરની માનીતી બેગમનો મુખ-બ્હાર પડતો બોલ ઉઠાવવા મ્હારા તમામ સૈનિકો તથા સરદારો તૈયાર છે. લે, આ મ્હારી રાજમુદ્રિકા, અને એ બતાવી તું હવે જ્યાં જવું હોય ત્યાં ખુશીથી જઇ શકશે. પરંતુ...તે પ્હેલાં ત્હારે મ્હારી એક બીજી માગણીને માન આપવું પડશે."

"તે શું?"

"યશવતનું તુ ત્હારી ઇચ્છામાં આવે તેમ કર, પરંતુ અભાગીના યમુનાનો વાળ પણ વાંકો નહિ કરવાનું ત્હારે મ્હને વચન આપવું પડશે."

"કારણ?" શાહની આ શરતે એ બ્હેમાઇને ચોંકી.

"કારણ હું એને જાનથી મારી નાખવા નથી માગતો.."

"ત્યારે શું એની સાથે પણ શાહને શાદી કરવી છે ? અમીનાએ શાહના નીચ આશયનો સ્ફોટ કર્યો.

"ના...ના... ત્હારા સમજવામાં ભૂલ થાય છે એને ધર્મનું અને જાતિનું ઘમંડ છે. એ મ્હને અને ત્હને તિરસ્કારે છે. હું એને વટલાવી ત્હારી બાંદી બનાવી એનું એ અભિમાન ઉતારવા માંગુ છું... ...એટલે જ...."

"ભલે, મ્હને તો યશવંત સાથે કામ છે, યમુના સાથે નહિ."

"અરે કોણ છે હાજર ?" શાહે બૂમ મારી.

"જી...હુજુર..." બ્હાર ઉભેલા બે યવનદૂતોએ આવી શાહને સલામ કરી.

"જાવ, તમારી આ નવી બેગમની આજ્ઞાને માન આપી એમને પૂરતા સન્માન સાથે કારાગૃહના કૈદીઓની મુલાકાત કરાવ."

"જેવો જહાંપનાહનો હુકમ."

અને બીજી જ પળે એ ચાલાક ચતૂરા ! મહમદશાહ તરફ ફરી. એક તીરછું નયન-બાણ ફેંકી મોહું મલકાવી એ દૂતોની સાથે ચાલતી થઈ. દિલ્હીપતિ એના એ આંખોના ઇશારાએ અને આછાં હાસ્યે પાણી પાણી થઇ ગયો. ફક્ત એક જ દિવસ માટેની સ્નેહ વિનાની સ્વાર્થ પૂરતી જ આ શાદીની રમત હતી ! ચાલાક ચતૂરાનો આ એક સ્ત્રી-ચરિત્રના શેતરંજનો દાવ હતો.

વેરની આગમાં મનુષ્યો શું નથી હોમી દેતા ?

## પુષ્પ: ૪

# “વચનને ખાતર!”



બહાદુર પેશ્વા બાજીરાવના દરબાર ડાબા અને જમણી બાજુએ બેસનાર બે શૂરા સરદારો શોભાવતા હતા. એકનું નામ મહારાવ અને બીજાનું નામ યશોરાવ. બંને અનુભવી વયોવૃધ્ધ અને એકેકના સ્નેહી હતા. મહારાવને સંતાનમાં માતા વિનાની છતાં પુત્રની ખોટ પૂરી પાડનાર શૂરવીર સૌન્દર્યસંપન્ન અને યુવાન એવી એકની એક પુત્રી યમુના હતી, જ્યારે યશોરાવને પણ લગભગ એજ ઉમરની દેખાવડી પરંતુ સ્વભાવે કંઈક ઉતાવળી અને ઉછાંછળી કન્યા નામે યશવંતી હતી. આ ઉપરાંત છેલ્લા મહા યુદ્ધમાં પોતાના પ્રાણ પાથરનાર પોતાના જીગરજાન સ્નેહી યદુરાવના એકના એક પુત્ર યશવંતને મહારાવે પોતાની યમુના સાથે ઉછેરી ન્હાનેથી મ્હોટો કર્યો હતો. યમુનાથી પાંચ વર્ષ મ્હોટો એવો એ સિંહનો બાળક યશવંત પોતાના પિતાના જેવો જ બહાદુર હોઈ, પોતાની સાથે નાચતી–કુદતી નાદાન યમુનાને બ્હેન તરીકે ચ્હાતો, ને પ્રેમથી બોલાવતો. આ બંને નિર્દોષ નાદાન બાળકો શિકારની, ઘોડેશ્વારીની, તલવારની અને નિશાનબાજીની કંઈ કંઈ વીરતાભરી રમત–ગમતો રમતા. યશવંત એને હમેશાં યમુના...યમના...અને કોઈ કોઇ વાર તો મશ્કરીમાં હસતાં હસતા

યમુને ટુંકે અને વ્હાલભર્યે નામે પણ બોલાવતો વૃધ્ધ મહારાવ આ હસતી-રમતી અને ઘડી-ઘડીમાં રીસાતી-મનાતી સખા-સખીની જોડલી જોઇને આંખો ઠારતો, અને મનમાં કંઈ કંઇ અનેરી કલ્પનાના કિલ્લાઓ બાંધતો.

પણ કાળ અને કૌમાર્યના વેગને વધતાં વાર શી! જોતજોતામાં આમ સમશેરબાજી અને સંતાકૂકડીની શૂરી અને સ્નેહભીની રમતો રમતાં યશવંત અને યમુના વીસ અને પંદર વર્ષની ભર યુવાનીને આંગણે અટકચાળાં કરતાં સમજુ નયનો નચાવવા લાગ્યાં. ન્હાનપણની નિર્દોષ રમત-ગમતો રમવાનો વખત હવે ન્હોતો રહ્યો. જે સ્નેહાળ અને નિખાલસ દિલો ગમે તે સમયે અને ગમે તે સ્થાને તોફાનમસ્તી કરતાં ન્હોતા અચકાતાં, તે હવે ડરવા અને શરમાવાં લાગ્યાં. યુવાન યમુના પોતાના પિતાના આ સંસ્કારી પાલક પુત્રને શુધ્ધ પ્રેમથી ચ્હાતા શીખી હતી, જ્યારે સમજુ યશવંત પોતાના પાલક પિતાની આ કન્યાને ધર્મની બ્હેન ગણી પવિત્ર નયને નિહાળી રહ્યો હતો

અને મહારાવને પણ યમુનાની એ પ્રેમની મસ્તી તેમજ એ સ્નેહના વીંટળાતા જતાં તોફાની તારો જોવા ગમતા હતાં. વયમાં આવેલી પુત્રીને એકાન્તમાં યશવંતને અડપલાં કરતી જોઇ એ આંખો મીંચી જતો. અને તેનું પરિણામ એ આવ્યું, કે એના અંતરની અભિલાષ આખરે ફળી. યમુના-યૌવનને હિંડોળે હીંચતી બાળા યશવંતને પોતાની શરીર-નૌકાનો સુકાની બનાવવા અડગ નિશ્ચય કરી ચૂકી.

એક દિવસ મહારાવને ત્યાં યશોરાવ સહકુટુંબ ભોજન લેવા પધાર્યાં. જેને અંગે અંગેથી યૌવનના ઓળાં પડતાં હતાં, જેને અણુએ અણુએથી સૌન્દર્યના ટીપાં ટપકતાં હતાં. એવી યશવંતી પણ એમની

સાથે આવી હતી. જમી રહ્યા બાદ યમુના અને યશવંતી બંને સરખેસરખી સહીઅરો મકાનની પાછળ આવેલા ન્હાનકડા બગીચામાં ફરવા ગયાં. ત્યાં ન્હાસતાં રમતાં ને ફુલો ચૂંટી એકેકને ખીજવતાં પકડતાં બને સહીઅરો એકેકથી વીખૂટી પડી ગઇ. અજાણી યશવંતી રસ્તો ભૂલી બાગને છેક છેડે કે જ્યાં યુવાન વીર યશવંતરાવ એક વૃક્ષને શિળે સૂતો હતો, ત્યાં આવી પહોંચી. યશવંતની આંખો એક પુસ્તક વાંચતા એમને એમ જ મીંચાઈ ગઇ હતી. યશવંતીએ એની પાસે પડેલું પુસ્તક ધીરેથી ઉંચક્યું. એ ઘડીક વાર એના તેજસ્વી વદન તરફ તો ઘડીક વાર એ પુસ્તક તરફ જોઈ રહી. એની આંખોમાં જેને પ્રથમ દૃષ્ટિએ પ્રેમ ( Love at first sight–મળી દ્રષ્ટોદ્રષ્ટ ) કહે છે, એના ઘેન ચઢવા લાગ્યાં. એ પુસ્તક લઇ ઉભી થઈ. પાસે જ પાણીનો એક સુશોભિત હોજ હતો. તેની પાળ ઉપર બેઠી. પુસ્તક ઉઘાડયું, વાંચવા માંડયું.

### સંસાર એટલે ?

સ્નેહના સિન્ધુ ! વિશ્વાસના વારિ !<br>
સંતોષની દીવાદાંડી ! અંધશ્રદ્ધાના ખડક !<br>
વ્હેમના વમળ ! ધ્યેયના લંગર !<br>
જીવનના દોર ! સંસ્કારના સઢ !<br>
શિક્ષણના સુકાન ! વર–વધૂના હલેસાં !<br>
સંયમના સમીર ! યૌવનના ઉછાળાં !<br>
આ પાર મહીઅર ! પેલે પાર સાસરૂં !<br>
—— : : વચ્ચે વહાવવાની : : ——<br>
● જીવન–નૌકા ! સંસાર–નૌકા ! લગ્નની–નૌકા ! ●

## લગ્ન એટલે ?

દેહના નહિ પણ દીલના ઐકય !
સુખના નહિ પણ સ્નેહના બંધન !
આંખના નહિ પણ અંતરના આકર્ષણ !
હસ્તના નહિ પણ હૈયાના મેળાપ !
પાણીના નહિ પણ પિયૂષના પાન !
આલોકના નહિ પણ અમરલોકના જ્ઞાન !
સ્વર્ગગંગાના નહિ પણ સ્નેહગંગાના સ્નાન !
અસ્થિપિંજરની નહિ પણ આત્માની ઓળખાણ !
વાણી વિચાર ને વર્તનના વિનિમય !
પ્રભુતા અને પવિત્રતાને પંથે પગલાં !
પરસ્પરની આદર્શ ભાવનાના પૂજન !

આવી જવાબદાર જીવન-સીડી ઉપર ચઢનાર કુમાર-કુમારિકાઓ તથા તેમને ચઢાવનાર તેમના વડીલ માણસો આજ કેટલો વિચાર કરે છે વારુ ? આવી પવિત્ર ઈમારતના પાયા કેટલા ઊંડા નખાય છે વારુ ?

* * * *

વાંચતાં વાંચતા એનું મગજ કલ્પનાના તરંગોમાં ઘસડાવા લાગ્યું. હૃદય અવનવા આંદોલનોને ઝોલે ચઢયું. " આહા ! શો સુંદર આદર્શ ! શી સ્વર્ગીય ભાવના ! શી ગગનગામી અને હૃદયસ્પર્શી કલ્પના ! " એટલું કહેતાં જ તેનો પાળ ઉપર ટેકવેલો જમણો હાથ ખસી ગયો. શરીરનું સમતોલપણું ચૂકતાં જ એ બેધ્યાન શરીર લપસ્યું. હોજ પાણીથી ટોચ સુધી ઉભરાતો હતો. અંદર પડતાં જ એની સુરમ્ય કલ્પનાઓની એક પછી હૃદયમાં ગૂંથાતી ગાંઠ એકસામટી સરી ગઈ. એના મોઢામાંથી " ઓ...બચાવો ..કોઈ... " એવી તીણી ચીસ નીકળી ગઈ.

ચપળ યશવંત એકાએક ચોંક્યો. હોજ પાસે દોડયો. નિમિષ માત્રમાં એણે યશવંતીને હોજની બહાર કાઢી એક શીળી જગ્યે લઈ જઈ સુવડાવી. એના મોઢામાં હજુ નહિ જેવું જ પાણી પેઠું હોવાથી એને શુદ્ધિમાં લાવતાં એને બહુ વાર ન લાગી. ધીરે ધીરે એની આંખોના નાજૂક પોપચાં ઉઘડવા લાગ્યા. યશવંત એ અજાણી યુવતીના સૌન્દર્યનું પાન એકી ટસે કરી રહ્યો.

જ્યારે એ શુદ્ધિમાં આવી બેઠી થઈ ગઈ, ત્યારે એણે પોતાની પાસે એક અજાણ્યા યુવકને ઉભેલો જોયો. શરમાતાં શરમાતાં વસ્ત્રો ઠીક કરી નીચું જોઈને એ સ્નેહભીનું અને ઉપકારવશ હૈયું બોલ્યું: "મ્હારા જીવન-રક્ષકનું નામ હું જાણી શકું છું ?"

"હું... મ્હારૂં નામ યશવંતરાવ... બાળા ! હું મહારાવનો બાલક પુત્ર થાઉં. આપની ચીસ સાંભળી હું ઉંઘમાંથી જાગી ઉઠયો, અને આપને હોજમાંથી બચાવવા ભાગ્યશાળી થયો."

"ત્યારે મ્હારી સખી યમુના આપની..."

"ધર્મની બ્હેન...થાય..."

"વીર યુવાન ! હું આપના આ ઉપકારનો બદલો શી રીતે વાળું ?"

"આપની ઓળખાણ આપીને."

એ પછી યશવંતીએ પોતાની ઓળખાણ આપી પોતાના આગમનની વાત એને જણાવી. બંને થોડી વાર સુધી અબોલા ઉભા રહ્યાં. આખરે બોલવાને બહાને યશવંતે વાત ઉપાડી: "કુમારી ! કાંઈ વાગ્યું તો નથીને ?"

"કુમાર ! શરીર તો સંરક્ષાયું છે, પરન્તુ અંતરમાં કંઈક મુંઝવણની અસર થાય છે. આપ મ્હારો હાથ પકડી મ્હને મ્હારા પિતા પાસે મૂકી

આવશો ? મ્હારા વસ્ત્રો ભીના છે. મ્હને શીતે કરી કંપારી છૂટે છે. મ્હારે એ બદલવા છે......"

" ખુશીજ ખુશીથી. "

યશવંતે એનો નાજૂક હાથ હાથમાં લીધો. " ચા...લો..." એનું મોઢું બોલ્યું, પણ જવાબ ન મળ્યો. પગ એકેના ન ઉપડ્યા. એકમેકના મોઢા સ્હામસ્હામા જોઈ રહ્યા. આંખોએ આંખોને અને હૃદયે હૃદયને કંઈક છૂપા સંદેશાની લેવડદેવડ કરી. અને પછી ? એકાન્ત ! યુવાનીનો ઉછળતો વેગ ! ઉપકાર અને પ્રેમથી નાચતાં નયનોના પોપચાં ! મને-મન સાક્ષી ! એટલે હૈયે-હૈયાં...હોઠે-હોઠ અથડી પડે એમાં શું આશ્ચર્ય ?

એ યુવાન અંતર–આકાશમાં પ્રેમની વિજળીનો ચમકારો થયો. એ પ્રકાશમાંથી આંખોને આંજી નાખે, હૃદયને વલોવી નાખે, સંયમને હચમચાવી મૂકે, સભ્યતાને ભૂલાવી દે, અને શરમને ઢાંકી દે એવા દિવ્ય કિરણો છૂટ્યાં. જગતે એ ઝીલ્યાં. બને અબોલ અંતરોએ પ્રેમનાં અમોલી અને મૂંગી પરિભાષામાં વાર્તાલાપ કરી લીધો. મૌન એટલે સ્વિકૃતિ ! એકરાર થતાં-આપ લે થતાં યશવંતે યશવન્તીનો બીજો હાથ ધીરે રહીને પકડ્યો. શરમાળ કુમારિકાને સરખીજયે ગાલે તરૂણ યશવંતે સ્નેહની યાદગીરીની ન્હાની શી અમર અને અમોલ નિશાની-એક ચુમી કરી દીધી. ઉજ્વળ આયનામાં શોભા રૂપ ગણાતું એક સૂક્ષ્મ ટપકું થયું. એને સ્નેહીઓ તો ગાંધર્વ-વિવાહ ગણ્યો !

દેહ અને દીલ બંનેના દાન દેવાઈ ચૂક્યાં. વેલી વૃક્ષને ફરતે વિંટળાઈ વળી પ્રભુતાને પંથે પગલા ભરવા...એ ઉંગે ચડવા લાગી અર્થાત્ ઉભયે આગળ વધવા પગલાં ઉપાડ્યાં.

એટલામાં યશવંતીને શોધતી શોધતી ત્યાં યમુના દોડી આવી. " યશુ...ઓ યશોદા... અલી યશુ..." એમ ઉપરાઉપરી બૂમો એના મોઢામાંથી બ્હાર પડતી સંભળાવા લાગી. પણ પ્રેમના તોફાની સમુદ્રમાં મસ્તીની છોળોના છાંટા ઉડાડતાં અંધ પ્રેમીઓને અન્યત્ર જોવાને આંખ કે તરંગના ઘૂ-ઘૂ ધ્વનિના પડઘા ઝીલવાને કાન હોય છે જ ક્યાં? સાંજને પગે પાછી હઠતી યમુના યશવંતીને અથડાઈ પડી. એ રસ-ઝરણું સૂરતુ પુષ્પ હાથમાંથી હાથ સરી જતાં જરા ઝંખવાણું પડી ગયું. યશવંતીનું મુખકમળ નીચું નમી ગયું. દરમ્યાન યશવંત ધીમે પગલે એક બાજુ ખસી ગયો. અને યમુના! એ તો આ પ્રેમ-નાટક જોઈને દંગ જ થઈ ગઈ. એના હૃદયમાં આ દ્રશ્ય નિહાળતાં આગના ભભુકા ઉઠ્યા. આંખોમાંથી આતશની ચીણગારીઓ ઝરપવા લાગી. અને એક બાજુ તો ત્યાંથી નાસી જવાનું જ મન થયું. પરંતુ બાજી જ પલટે એમ એ ક્રોધનો ઘુંટડો ગળે ઉતારી દીધો. અંદરથી બળબળતે પરંતુ ઉપરથી હસતે મુખે કેમ જાણે કંઈ જાણતી જ નથી. એમ એણે વ્હાલથી યશુનો હાથ પકડી પૂછ્યું: " યશુ! ચાલને... બાપા તને ક્યારના બોલાવી રહ્યા છે, અને તું અહીં શું કરતી હતી? હું ક્યારની તને શોધી શોધીને થાકી ગઈ. અરે! આ શું? ત્હારા કપડાં બધાં ભીંજાયલાં કેમ છે?"

યશવંતીએ નિખાલસ હૃદયે પોતાની સખીને રસ્તે ચાલતાં પોતે કેવી રીતે હોજમાં પડી ગઈ, અને યશવંતે આવી તેને કેવી રીતે બચાવી લીધી? તે વાત મલકાતે મોઢે કહી સંભળાવી. યમુનાના હૃદયમાંથી એ સાંભળતાં જ ઈર્ષાના ધુમાડેધુમાડા છૂટવા લાગ્યા. 'યશવંતી યશવંતને ચ્હાય છે,' એમ તે એના મલકાતા વદનની વાત

કહેવાની ઢબ ઉપરથી જ પામી ગઇ. એટલામાં ઘર આવ્યું. યશવંતીએ યમુના પાસેથી માગીને વસ્ત્રો બદલ્યાં, અને તે પછી બાપ–દીકરી મહારાવની રજા લઇ વિદાય થયા. આગળ ચાલતી યશવંતીએ પાછળ ઉભેલા યશવંત તરફ મોઢું ફેરવી ફેરવી જોવાય ત્યાં સુધી જોયા કર્યું. આખરે એ ગઈ, દ્રષ્ટિમર્યાદાથી દૂર થઇ, પરંતુ યશવંતના હૃદયમાંથી એની છબી ન ભૂંસાઈ.

બીજે દિવસે મહારાવની આજ્ઞા મુજબ નિત્ય નિયમ અનુસાર યશવંત યમુનાને ધનુર્વિદ્યા શીખવવા બાગમાં લઇ ગયો. પરંતુ આજ એનું ચિત્ત શીખવવામાં ન્હોતું. એને યમુનાને જોતાં જ યશવંતી સાંભરતી. એને વારંવાર નીશાનનો નેમ ચૂકતો જોઇ ચતુર યમુના એના અંતરનો ભેદ સમજી ગઇ. 'યશવંત પોતાને ચ્હાય છે, કે કેમ?' એની ખાત્રી કરવા એણે એક યુક્તિ રચી. અમુક જગ્યાએ ઉભા રહી એણે યશવંતને સ્હામેથી તીર ફેંકવા કહ્યું. અસ્થિર મગજના યશવંતે નિશાન તાંકી તીર તો છોડ્યુ, પણ એટલામાં તો જાણી જોઇને યમુનાએ "હાં...હાં..." કરી વચ્ચે આડો હાથ ધર્યો. તીર એ કોમળ કાંડામાં ખૂંપ્યું. લોહીનો ફૂવ્વારો ઉડયો. એક તીણી ચીસ મારી યમુના જમીન ઉપર બેસી ગઈ.

યશવંતની પ્રેમ–સમાધિ તૂટી ગઈ. એ એકદમ એની પાસે દોડી ગયો. બાપડો એમ સમજ્યો, કે: 'પોતાના ભ્રમિત મગજને લઇને જ આજ એ નિશાન ચૂકયો હતો, અને એનું જ આ પરિણામ હતું.' એણે તાબડતોબ પોતાનું વસ્ત્ર ફાડી એના જખ્મ ઉપર મજબૂત પાટો બાંધ્યો. માથુ પોતાના ખોળામાં મૂકી એને જાગૃતિમાં આણવાના ઉપાયો એ કરવા લાગ્યો. યમુનાના સ્ત્રી–ચરિતની જાળમાં એ આબાદ સપડાયો!

એની ધારેલી ધારણા અંતે પાર પડી. પ્રેમને ખાતર પ્રમદા કઇ પીડા સહન કરતાં પાછી પડે છે?

"કોઇ જોશે તો?" એ વિચારમાં યશવંત લીન હતો, ત્યાં ધીરે ધીરે યમુનાએ પોતાની વિકારી પાપણો ખોલી. જાગૃતિમાં આવેલી જોતાં જ યશવંતે એને પોતાના ખોળામાંથી બેઠી કરી. એ બોલ્યો: "યમુના! આવી નાદાની કરવાની કંઇ જરૂર?"

"તું ભૂલે છે, યશવંત! હું તો ત્હારા છૂટેલા તીરને પાછું પકડી લેવાનો અભ્યાસ કરવા ગઇ હતી, પણ મ્હને શી ખબર કે એ છૂટેલાં તીર આવાં અંધ અને નિર્દય હશે? તેને પ્રેમથી પકડવા જનારના જ કાંડા તે વિંધતા હશે!"

"દિવાનાની માફક આજે તું આ શું લવી રહી છે?"

"વ્હાલા યશવંત! હું ત્હને ચાહું છું. ખરા હૃદયથી—સાચ્ચા પ્રેમથી પૂજું છું. તું મ્હારા સ્નેહનું તીર છે. ન્હાનપણથી જ ત્હેં મ્હારૂં કુણું હૈયું વિંધ્યું છે, તો હવે મ્હને છોડી તું બીજાના હૃદય વિંધવા તરફ ક્યાં ઢળે છે? ત્હારૂં નિશાન તું મ્હારી કીકીઓમાં અને મ્હારા કાળજામાં જ તાંક......" કહી યમુના પોતાના હાથ એને ગળે લપેટવા આગળ વધી.

"યમુના! તું મ્હારા પાલક પિતાની પુત્રી છે. અલબત્ત મ્હેં ત્હને ન્હાનપણથી જ ચ્હાહી છે, આપણે બાલ્યકાળથી જ સાથે રમી-ખેલી મ્હોટા થયા છીએ, પરંતુ તે બધોય વખત મ્હેં ત્હને વિકારી ભાવનાથી નહિ, પરંતુ ધર્મભગીનીની પવિત્ર નજરે જ નિહાળી અને ચાહી છે. માટે બ્હેન!........"

"યમુનાએ એના હોઠો ઉપર પોતાનો હાથ દાબ્યો. "યશવંત! વ્હાલા! પવિત્ર પ્રેમના વ્હેણ માનવ-જીવનમાં એક જ વાર અને તે ફક્ત એક જ જગ્યાએ વહે છે, એ વારે વારે ફરવાના નથી. તેમ પ્રેમ...સમય, સ્થાન, સંજોગ અને સંબંધને નથી જોતો......

પ્રેમતણા પરપોટા ફૂટે...આ જીવનમાં એકજ વાર!
મધુર એવી મુઝવણ છૂટે...આ અંતરમાં એકજ વાર!
રમણીય રસ ફુવ્વારા ઉડે...રસિક હૃદયમાં એકજ વાર!
અને કુમારી નૌકા બુડે...સ્નેહ-સિન્ધુમાં એકજ વાર!

* * * *

અણિશુધ્ધ યૌવનના તારો...તૂટે તો તે એકજ વાર!
નિર્મળ દ્રષ્ટિ નયનોમાંથી...ખૂટે તો તે એકજ વાર!
આંખ-આંખને અંતર-અંતરને ઓળખતાં એકજ વાર!
ભલા ભલા પણ ભાનો ભૂલે...તો તે આમજ એકજ વાર!

માટે યશવંત! તું મ્હારી તરફ જો. મ્હારી આશા-ક્યારીને પ્રેમના પાણીડાં સીંચી મ્હેં હૃદયની વાડીમાં ઉછેરી છે, એને નફરતના કુહાડીના ઘાથી ન નિર્મૂળ કર.

આ પાગણો ચમકી ઉડ્યા છે પ્રેમના ઝણકારથી.
આ નાડીઓ ઝબૂકી ઉઠી... નુપુરનાં ઝણકારથી
આ નાવ વંટોળે ચઢ્યું છે પ્રેમના તોફાનમાં,
સૂકાન સંયમનું ગયું છે... હાથથી એ ધ્યાનમાં.
આ સઢ સમજ-શક્તિ તણો તોફાનમાં તૂટી ગયો.
અફસોસ! લંગર-દોરનો આ ગાંઠ જાણે છૂટી ગયો.

* * * *

આંખો છતાં છું આંધળી... જાગૃત છતાં બેભાન છું,
હિંમત છતાં લાચાર હું મન્મથ તણી મહેમાન છું.
ડોલી રહ્યાં છે નીર ને ડોલી રહી છે નાવડી,
દેખે છતાં શાને લગાડે વાર તુંયે આવડી ?
ઊભી રહી છું નાર ને સ્વિકાર મ્હારા પ્રેમને,
આ પાર પેલે પાર બસ દેખી રહી છું હું ત્હને.

યશવંત ! વ્હાલા યશવંત ! ત્હારી આ બાલ્યસખીને જીવનસખી બનાવ."

" હું ત્હને પવિત્ર પ્રેમે જ જોઈ શકું છું, ચાહી શકું છું. વિકારી પ્રેમે નહિ. માટે મ્હને માફ કર, બ્હેન ! "

" યશવંત ! ન્હાનપણથી જ હું ત્હારા સુખ-દુઃખમાં ભાગીદાર થતી આવી છું, એટલે ત્હારી ઉપર મ્હારો હક પહેલો છે."

" પણ હું મ્હારા એ પ્રેમનો આવો નીચ અપવિત્ર ઉપયોગ કરવા નથી ચ્હાતો. મ્હારો વિશ્વાસ, મ્હારો પ્રેમ, મ્હારૂં દીલ હું મ્હારી રાજીખુશી વિના કોઈને સોંપવા કે વેચવા નથી માગતો."

" સમજી ! યશવંત ! શું યશોદા કરતાં હું ગઈ ? એનામાં ખૂબસુરતી છે, ને મ્હારામાં નથી ? એ ત્હને ચાહે છે, ને હું નહિ ?"

" યમુના ! બ્હેન ! હૃદયને ગમે એ જ પૂજાય. હૃદય સ્વિકારે-કબુલે એજ મંજૂર રખાય. નયનો ઠરે એને જ નિહાળાય, હૈયું હરે એજ પ્રતિમાને મંદિરમાં પધરાવાય. જ્યાં આંખ જ ન ઠરે, હૃદય જ ના પાડે, પગ જ પાછાં પડે, ત્યાં જોવા ગમે જવાની કલ્પના પણ કેમ કરી શકાય વારૂ ? "

" ન રહે—ન ગમે તો રહ્યું. યશોદા ડારશે-ઉંબાળશે. આંખો અને હૈયાં બંને..."

એ ગુસ્સામાં ને ગુસ્સામાં મોઢું ચઢાવી ત્યાંથી ચાલી ગઈ. "અને યમુના...પછી બાળશે...બાળશે...હૈયાં બે..."એમ તે જતાં જતાં બોલતી ગઈ. "યમુના...બ્હેન..." કરતો યશવંત બાની આંખે એને જતાં જોઈ રહ્યો. થોડી વાર પછી એના પિતાના—આશ્રયનો જેમ બને તેમ જલ્દી ત્યાગ કરવાનો નિશ્ચય કરી એ દુઃખી દીલે ઘર તરફ વળ્યો.

આ તરફ નિરાશાની આગમાં ઉકળતી યમુના એના વૃધ્ધ પિતા પાસે જઈ ડુસકે ડુસકે રડી પડી. પુત્રી-પ્રેમથી ભીના થએલા મહારાજે એને સમજાવી-પટાવી એના અંતરની વાત જાણી લીધી, અને 'યશવંત ત્હારૂં નહિ તો મ્હારૂં કહ્યું જરૂર માનશે,' એમ શાન્તવન આપી એને વિદાય કરી. ત્યાં તો યશવંત એના પાલક પિતાની છેવટની રજા લેવા આવી રહ્યો.

"આવ યશવંત! આજ આમ વસ્ત્રો પહેરી ઉદાસ ચ્હેરે ક્યાં જવા તૈયાર થયો છે?" ચતુર મહારાજે અજાણ્યા થઈ એને પૂછ્યું.

યશવંતની આંખમાં પાણી આવ્યાં. એણે જવાબ વાળ્યો: 'પિતાજી! હું હવે ઉંમર લાયક થયો છું, એટલે મ્હારૂં ભાગ્ય અજમાવવા દેશાટન કરવા જવાની રજા ચાહું છું."

અનુભવી વૃધ્ધ એની આંતરભાવના સમજ્યો. એ સ્નેહભર્યા શબ્દોમાં બોલ્યો: " યશવંત! ત્હારા પાલક પિતાની આવી ઉતરતી અવસ્થામાં તું એને છોડી જવા માગે છે? ત્હારા પિતાની જગ્યા ત્હારે શોભાવવાનો હવે સમય આવ્યો છે."

યશવંત વૃદ્ધ મહારાવના શબ્દોનો એક ઉત્તર ન આપી શક્યો. એની આંખમાંથી દડ દડ પાણીના ટીપાં પડતાં હતાં. વૃદ્ધે આગળ ચલાવ્યું: "ત્હારે આગળ આવવું હોય, તો હું પેશ્વાને કહું. તે ત્હને મ્હારા પિતાની જગ્યા પાછી સોંપશે. યશવંત! વિચાર કર, ત્હને દુર્ભાગીના બાળકમાંથી ઉછેરી મ્હેં આજ મોટો કર્યો છે. હવે ત્હારો એ પાલક પિતા ત્હારા તરફથી તેની આ વૃદ્ધાવસ્થામાં કશી પણ સેવાની-બદલાની આશા ન રાખે?"

"જરૂર રાખે...જરૂર...રાખે...પિતાજી! મ્હને માફ કરો અને ફરમાવો. હું આપના એ અહેશાનોનો શો બદલો આપું? આપની શી સેવા કરું?"

"યશવંત! તું આ વૃદ્ધની હાંસી તો નથી કરતોને?"

"એ શું બોલ્યા? બાપૂ! જોઇએ તો માથું માગી લ્યો..."

"તો આપ વચન. યશવંત! તું બોલે છે, તે પાળે છે કે નહિ તેની આજ હું કસોટી કરવા માગું છું. મ્હારી એક અણમોલ અનામતની જોખમદારી હું ત્હને સોંપવા માંગુ છું."

"ખુશીથી સોંપો, પિતાજી! લ્યો, આ મ્હારૂં વચન. આ દેહમાં પ્રાણ હશે, ત્યાં સુધી હું એનું રક્ષણ કરવાના સોગન ખાઉં છું."

યશવંતને એવી કલ્પના પણ ન્હોતી, મેં પણ ન્હોતી, કે યમુનાએ પોતાના પિતાને પોતાની પ્રેમ-નિરાશાની વાત કહી દેવામાં આટલી બધી ઉતાવળ કીધી હશે! તેમજ મહારાવ પોતાને પુત્ર તરીકે ચ્હાતા હોવાથી અને પોતે હમેશા એમને પિતા કહી સંબોધતો હોવાથી યમુનાનું સમર્પણ પોતાની સાથે કરવાની વાત એમને મુખેથી નીકળશે, અને તે પણ આવી ચાલાકીથી, પોતાને વચનથી બાંધી લઇને, એનો

ભણકારો સુધ્ધાં તેના હૃદયમાં પ્રવેશી શક્યો ન્હોતો. એણે ભોળે ભાવે મહારાવના હાથમાં હાથ મૂકી પોતાની કૃતજ્ઞતા બતાવી. મહારાવે બૂમ પાડી: "યમુના...યમુના..."

બીજી જ ખૂમે સંતાઈને આ વાર્તાલાપ સાંભળતી યમુના ત્યાં દોડી આવી. "શું કહો છો? બાપૂ!"

"લ્હારો હાથ લાવ..."

યમુનાએ પિતાના હાથમાં હાથ આપ્યો. વૃદ્ધ મહારાવ યશવંતને ઉદ્દેશી એ પછી બોલ્યા: "યશવંત! મ્હારી આ અનામત! આશા-વેલડી! હું ત્હને હમેશને માટે સોંપી જવા ચાહું છું. ત્હારા પિતાએ મૃત્યુ-સમયે જેટલા વિશ્વાસથી ત્હને મ્હને સોંપ્યો હતો, એટલા જ વિશ્વાસથી હું આજ મ્હારી આ અવસ્થાએ મ્હારી એકની એક પ્યારી પુત્રીને ત્હને સોંપી જવા માગું છું. ત્હારા બોલેલા બોલને સંભારી એને સ્વિકારી સુખી કરજે. બસ... મ્હારી એટલી જ છેલ્લી ઇચ્છા છે.. લાવ...ત્હારો હાથ..."

વચનબદ્ધ યશવંત! એનું મોઢું પ્રતિજ્ઞાના દોરાએ સીવી લીધું હતું. એ એક પણ અક્ષર બોલી શક્યો નહિ. એની આંખમાંથી ચોધાર આંસુ જતા હતાં. એ પથ્થરના પૂતળાની માફક એમ ને એમ ત્યાં અવાચક ઠરી ગયો.

"યશવંત! તું રંડ છે! મ્હારી ઇચ્છા પૂરતાં, ત્હારૂં વચન પાળતાં તું અચકાય છે?"

"નહિ બાપૂ! નહિ. આ યશવંત એનું વચન પાળતાં નહિ, એના પાલક પિતાની ઇચ્છા પૂરતાં નહિ, પરંતુ જેને જીવનભર સગી બ્હેન ગણી નિર્મળ દ્રષ્ટિએ નીરખી અને ચાહી તેને પોતાની પત્ની

તરીકે સ્વિકારતાં... આહ... એ શબ્દ ઉચ્ચારતાં પણ ઉભે કાંટા લાગે છે."

એના હોઠો બીડાઈ ગયા. એ આગળ ન બોલી શકયો મહારાવ ઉભા થયા. એની પીઠે હાથ મૂકી એને સમજાવવા લાગ્યા: "યશવંત! શાન્ત થા! મ્હારી યમુના ત્હને પોતાનું સર્વસ્વ અર્પણ કરી ચૂકી છે, એને નિરાશ ન કર. મ્હારી વૃદ્ધની આટલી આજ્ઞા તું ન ઉથાપ. યશવંત! બેટા! યમુનાના સ્નેહમાં ત્હને કાંઇ શંકા છે?"

"પિતાજી! જો યમુના એનું હૃદય મ્હને અર્પી ચૂકી હોય, તો મ્હને પણ કહેવા દ્યો. કે હું મ્હારૂં હૃદય કોઇ અન્યને અર્પી ચૂકયો છુ...પછી...પછી...એમાં શંકા કે આજ્ઞાની અવગણનાનો સવાલ રહેતો જ નથી."

"એટલે ત્હારૂં એમ જ કહેવું છે ને, કે મ્હારી યમુના ત્હને નથી ગમતી?"

"નહિ પિતાજી! એવું કશું જ નથી. મ્હેં યમુનાને ચાહી છે, અને આજે પણ એજ સ્નેહથી ચાહી રહ્યો છું. પરંતુ...પરંતુ પવિત્ર નિર્મળ દ્રષ્ટિએ, વિકારી નયને નહિ જ..."

"યશવંત! હવે હું છેલ્લી વખત ત્હને કહું છું. કે તું ત્હારૂં વચન પાળવા માગે છે કે નહિ? યમુનાનો પ્રેમ સ્વિકારી શકે છે કે નહિ?"

"પિતાજી! આ પ્રેમ નથી પણ પરાણે દેવાતો ભોગ છે. તમારૂં આ સાહસ, આ આગ્રહ...અને યમુનાની આ જીદ... સારૂં પરિણામ નહિ લાવે."

"ગમે એમ થાય, ત્હને ત્હારા વચનની કીંમત છે કે નહિ! તું મ્હને ત્હારા પાલક પિતા-વડીલ તરીકે સ્વિકારે છે કે નહિ?"

" એક નહિ પણ એક લાખ વાર."

" તો બસ...ત્હારો હાથ લાવ..."

યશવંતે એનો કંપતો હાથ આગળ ધર્યો. એ બોલ્યો: " બાપુ! અત્યારે તો નહિ પણ એક દિવસ આ મન વિનાના લગ્નનું વિષમ પરિણામ આપની પુત્રીને જરૂર શોચવું પડશે. મ્હારા પ્રેમની આહુતિ હું આપી રહ્યો છું. એના પ્રેમની આહુતિ એને આપવી પડશે આપની ઇચ્છાને માન આપી હું એના શરીરને સ્વિકારૂં છું, પરંતુ એના આત્માને નહિ સંતોષી શકીશ, એને નહિ સુખી કરી શકીશ."

" એમ કેમ વારૂ ?"

" નિશાથી ગ્રહણ થતાં ચંદ્રિકાના ચંદ્રમાંથી અમૃતના રૂપેરી બુન્દો ક્યાંથી ઝરી શકે ?"

" યશવંત! તું તો ઘેલો છે, ઘેલો. પ્રેમ એ તો માનવ-જીવનની એક તનની માની લીધેલી યૌવન-ઘેલછા છે."

" અને એ ઘેલછામાં એકલો હું નહિ પણ આપની પુત્રી પણ પાગલ બનેલી છે."

" તું કહી રહ્યો, હું તને અને યમુનાને-તમને બંનેને સુખી જોવા લાંબા વખતથી ઝંખી રહ્યો છું, અને એટલા માટે જ આજે હું મ્હારી પુત્રીનું વાગ્દાન ત્હારી સાથે કરી નિશ્ચિંત થાઉં છું."

હાથમાં હાથ મૂકાયો. યમુનાની આંખ પોતાની ધારણા પાર પડતાં અભિમાનથી નીતરી રહી હતી. યશવંતની આંખ પોતાની ભાવિ-આશાઓના ચૂરેચૂરા થઇ જતાં શોકના આંસુથી દડદડી રહી હતી. દુનિયાની દ્રષ્ટિએ આજ યમુના યશવંતની વિવાહીતા પત્ની-ભાવિ જીવનસખી બની ચૂકી હતી.

" યશવંત ! હવે મ્હારી સાથે દરબારમાં ચાલ..."

મૂંગે મોઢે મહારાવની પાછળ પાછળ એ દરબાર તરફ ઘસડાયો. એનું દિલ આજ દરબારમાં ન્હોતું. એના હૃદયમાં આજ સેંકડો વીંછીઓના ડંશે દેવાતા હતા. એની આંખો આગળ યશવંતીની પ્રેમી પ્રતિમા ડોળા ધુરકાવતી ઉભેલી દેખાતી હતી. એના અસ્થિર મગજમાં ફરેક પળે "દગો... વિશ્વાસઘાત..." એવા ભણકારા વાગી રહ્યા હતા એક પવિત્ર કુમારિકાને એણે આજ ઠગી હતી. એક પવિત્ર કોલ એણે આજ તોડયો હતો. એકનું વચન નિભાવવા જતાં બીજીને દીધેલાં વચનને એ વિસરી ગયો હતો. એક ફરજ બજાવવા જતાં એ બીજી ફરજ ભૂલ્યો હતો.

એ અપરાધી હૃદય દરબારમાં આવ્યું. મહારાવની વિનંતીને માન આપી પેશ્વાએ યશવંતને એના બાપની જગ્યા પાછી સોંપી. દોરી-સંચાથી નાચતા પૂતળાની માફક એણે એ નગીને સ્વિકારી. પછી બાપ-દીકરો બંને ઘેર પાછા ફર્યાં. અને બે ચાર દિવસમાં જ યમુના અને યશવંતનો આ વિવાહ-સંબંધ બ્હાર પડયો. એકના હૈયામાં આનન્દની છોળો ઉડતી હતી, બીજાના હૈયામાં "યશોદાને શો જવાબ દઈશ ?" એવી હૃદયભેદક ચિન્તાની ચિણગારીઓ ઉડતી હતી. વિધાત્રીની ચિત્રવિચિત્ર લીલાના આ કાચા અને ચંચળ રંગો ! એને પથરાતાં ને ઉડતાં વાર શી ! વ્યોમમાંથી ડોકીઆં કરતી વિજળી ! એને ઝબુકતાં ને ઝાંખી પડતાં વાર શી ? આંખો મીંચો ને ઉઘાડો એટલામાં વિધિનું પાંદડું ફરે !

—✻ વચનને ખાતર પ્રેમનો ભોગ આપનાર આવાં વીરલાં કોકજ ! ✻—



## પુષ્પ: ૫

# "આંધળો પ્રેમ."

લગભગ એક અઠવાડિયા પહેલાં પેશ્વા બાજીરાવની સાથે દખ્ખણમાં લુંટફાટ કરતાં કેટલાક હરામખોરોને વશ કરવા ગએલ યશોરાવ પોતાના પુત્રો સાથે પાછો ફર્યો. ઘેર આવતાં જ યશોદાએ પોતાના લગ્નના વિચાર પોતાના પિતાને કહી સંભળાવ્યા. યશોરાવને યશવંતની વીરતાને માટે અત્યંત માન હોઈ, વળી તે પોતાના મિત્રનો પાલક પુત્ર હોવાથી પોતાની માગણી અવશ્ય માન્ય જ રાખશે, એવી ધારણાથી એણે તત્કાળ એ સંબંધમાં મલ્હારરાવને ત્યાં પોતાની કન્યાનું શ્રીફળ સ્વિકારવા માટે પુરોહિત સાથે કહેવડાવ્યું. પરન્તુ જવાબમાં 'યશવંત તો મ્હારી યમુના સાથે આજ પાંચ દિવસ થયા વિવાહ–સંબંધથી જોડાઈ ચૂક્યો છે.' એવો ઉત્તર મળ્યો. યશોરાવે પુત્રીને પુરોહિતનો આ સંદેશો કહી સંભળાવ્યો, પણ યશોદાને ગળે એ વાત ન ઉતરી. 'મ્હારો યશવંત! મ્હને પવિત્ર કોલ દેનાર યશવંત! એટલા જ વખતમાં આમ ફરી બેસે! આવું અવિચારી અને ઉતાવળીઉં પગલું ભરી બેસે! એ બિલકુલ અસંભવિત વાત મનાય જ કેમ?' તેમ છતાં પોતાના મનની સંપૂર્ણ ખાત્રી કરવા તેણે નિશ્ચય કર્યો, અને એક રાત્રે છાનીમાની એ પોતાના પ્રેમીના પ્રેમની પરીક્ષા કરવા નીકળી ચૂકી.

આ બાજુ યશવંત પણ યમુના સાથે પોતાના વિવાહ થયા પછી હમેશાં બેચેન અને ઉદાસ રહેતો હતો. તે મોડી રાત સુધી એકાન્ત બગીચામાં એકલો ઘૂમતો અને આંસુઓ વેરતો. આ દરમ્યાન યમુનાએ એનું હૃદય જીતવા, એનું મન મનાવવા, એને હસીને હસાવવા બહુ બહુ પ્રયત્નો કર્યા, પરંતુ એનું પરિણામ શૂન્ય જ આવ્યું. છતાં પણ એ આશાભરી અને મમતે ચઢેલી હઠીલી યુવતીએ એનો કેડો ન મૂક્યો—આશા ન તજી.

જ્યારે યશવંતી અથવા યશોદા એજ બાગને પાછલે દરવાજેથી દાખલ થઈ, ત્યારે યશવંત એક વૃક્ષની નીચે ઉભો ઉભો ઉંડા વિચારમાં લીન થઈ ગયો હતો. ચંદ્રિકાએ પોતાની રૂપેરી સાડીનું ધવલ પ્રતિબિંબ ચારે બાજુએ પાથરી દીધું હતું. એ ચોકખા સુશોભિત ચાંદરણાના પ્રકાશમાં યશોદા આગળ વધી. એનો પગ એક વૃક્ષની ખરી પડેલી સુકી ડાળી ઉપર પડતાં જ અવાજ થયો. આ ધીમા અવાજે પણ ચપળ યશવંત ચોંકયો. એની નજર આવનાર ઉપર પડી. એણે જરા સખ્ત સ્વરે પ્રશ્ન કર્યો: "કોણ છે એ ?"

યશોદાએ અવાજ પારખ્યો. એનો ફેરો સફળ થયો. મનની ધારણા આટલી બધી સહેલાઈથી પાર પડતાં એ હરખાતે હૈયે સપાટાબંધ પગલા ઉપાડતી એની છેક પાસે આવી ઉભી રહી. "એ તો હું...યશવંત ! ચોર નથી..." એણે હસમુખે વદને માર્મિક ઉત્તર વાળ્યો.

"કોણ યશોદા ! તું ! અત્યારે અહીં શા માટે ?"

"હને મળવા... એક ખુલાસો પૂછવા...."

"કૃપા કરી અત્યારે...આવી છે, એવી જ પાછી ચાલી જા..."

"કારણ ?"

"એકાન્ત છે, રાત છે, આપણે બંને યુવાન છીએ."

"પણ એકમેકને ચાહીએ છીએ, હૃદયે હૃદય દઈ ચૂક્યા છીએ, એટલે ડરવાનું..."

"હું અપરાધી છું, યશોદા ! તું જે આશાથી, જે ખુલાસાની ઇચ્છાથી અહીં આવી છે, તે હું તને કરી શકું એમ નથી."

"એટલે ! શું મ્હારો યશવંત પોતાનો પવિત્ર કોલ તોડી ચૂક્યો છે ? મ્હને બેવફા..." એની જબાન અંચાવા લાગી

"બસ કર, આગળ વધી મ્હારા ચીરાઈ રહેલા જીગરમાં વધુ ઘા ન માર, વધુ ચીરા ન પાડ. આ કંતાઇને ચાળણી જેવા થઈ ગએલા હૃદયમાં હવે આશા અને ઉલ્લાસનું ટીપુ નથી રહ્યું..."

"તો શું યમુના સાથેના તમારા વિવાહ-સંબંધની ચર્ચાની વાત સર્વથા સાચી છે ?"

"યશોદા ! જો કે વિવાહની વાત સદંતર સાચી છે, છતાં એમાં મ્હારી અનુમતિ કે ઇચ્છાનો અંશ માત્ર નથી "

"ત્યારે ?"

"પ્રત્યેક મનુષ્ય-પ્રાણી વિધાતાની વિચિત્ર દોર પર નાચતુ નિર્જીવ રમકડું છે. એ ઇચ્છે છે, એટલું મેળવી શકતું નથી; સમજે છે, એટલું સમજાવી શકતું નથી; બોલે છે, એટલું બધુંય એનાથી બની શકતું નથી. બસ...એટલામાં જ બધું સમજી લેવાનું."

'ઓહ...યશવંત ! મ્હારા યશવંત ! હું આ શું સાંભળુ છું ! તું પુરૂષોના પત્થર સમાતાં હૃદય ઉપર પ્રેમના બિન્દુ જેટલી ત્વરાથી

પડતાં હશે, તેટલી જ ત્વરાથી પાછા સરી જતા હશે ? ફુલે ફુલે ભમી રસ ચૂસનાર ભ્રમરોને એક જ કમળની કોમળતાનો ખ્યાલ ક્યાંથી હોય ? પોતાના પ્યારા પ્રાણ સમર્પણ કરનાર પતંગની કદર દીપકને ક્યાંથી હોય ? બસ...યશવંત ! હવે હું તમને છેલ્લો સવાલ પૂછું છું...કે કોઈ પણ રીતે હું મ્હારી બગડેલી બાજી પાછી સુધારી શકું છું ? ગુમાવેલી ચીજ પાછી મેળવી શકું છું ?"

"યશોદા ! હું તહને ચ્હાતો હતો. હજુ પણ ચાહું છું, અને છેલ્લા શ્વાસ સુધી ચાહીશ...એની ખાત્રી રાખ...પરંતુ જેને માટે કુદરત જ વિરુધ્ધ છે, એને માટે હવે ત્હારે અને મ્હારે એવા વ્યર્થ આશાના કિલ્લા ક્યાં ચણવા રહ્યા ?"

"એનો અર્થ એજ, કે તેં મ્હને દગો દીધો છે. એક આશાભરી યુવતીના હેતાળ હૈયાની આશાઓના ચૂરેચૂરા કરી નાખ્યા છે. પરંતુ યશવંત ! એનું પરિણામ પણ ભયંકર ભોગવવું પડશે. અત્યારે તો હું જાઉં છું, પણ જતાં જતાં કહેતી જાઉં છું, કે હૃદયના જે નિર્મળ અને નિખાલસ પ્રેમથી હું ત્હારી પ્રતિમાને પૂજતી હતી, તે આજે ધિક્કાર ને તિરસ્કારમાં પલટાતા હુ હવે પાગલ બની જઇશ, અને તમારા જેવા સ્વાર્થી, ખૂબસુરતીના ગુલામોને એવા પુરુષોને વખત આવે બરાબર બતાવી આપીશ, કે અમને પણ હૃદય છે, અમે પણ પ્રેમ અને પવિત્રતાને સમજીએ છીએ. અમારામાં પણ બદલો લેવાની શક્તિ છે.........."

"અને સંયમ નથી...સહનશક્તિ નથી...આત્મભોગ નથી..." યશવંતે એને ઉશ્કેરાતી જોઇ દલીલ ખાતર દલીલ કરવા માંડી.

"એટલે ?" યશોદાની ભ્રકુટી ફરકી, એના ગાલ લાલચોળ થઈ ગયા.

"એટલે એજ, કે યશોદા! જો તું મ્હને સાચ્ચા સ્નેહથી ચ્હાતી હોય, ત્હારું હૃદય મ્હને અર્પી ચૂકી હોય, તો ત્હારા મનમાંથી વેરની ભાવનાને તિલાંજલી આપ. મ્હારા પાલક પિતાના પ્રેમને ખાતર મ્હેં મ્હારા સર્વસ્વનો ભોગ આપ્યો છે, તો તું મ્હારા પ્રેમને ખાતર, મ્હારા વચનને ખાતર ત્હારા તમામનો ભોગ આપ. આલોકમાં નહિ તો પરલોકમાં આ જન્મમાં નહિ તો આવતા જન્મમાં આપણી અધૂરી આશા પૂરાય, એટલા માટે મ્હારી માફક નામનો શરીર-સબંધ કરી આપ: બ્રહ્મચર્ય-વૃત્તનું પાલન કર."

"તમારો એ ઉપદેશ સંન્યાસી મહાપુરૂષોને માટે! હું એવી ત્યાગવૃત્તિ કેળવવા નથી ઇચ્છતી. મ્હારે તો જીવવું છે, જોવું છે, અને ભોગવવું છે. યશવંત! જોવાશે નહિ તો આંખો ફોડી નાખીશ. પિવાશે નહિ તો ઝેવર ઢોળી નાખીશ. પરંતુ એ યમુનાને મ્હારી જગ્યા શોભાવતી હું કદાપી નહિ સાંખી શકું...."

"યશોદા! યશોદા! એ ત્હારી સખી છે."

"સખી નહિ. આજથી શોક્ય છે, શત્રુ છે."

"એ ભૂલી છે. તો એને ભોગવવું પડશે. યશોદા! તું ભૂલશે તો...ત્હારો પણ એવો જ વખત આવશે."

"મ્હારા વેરની તૃષા છીપાયા પછી મ્હારૂં ગમે તે થાય, એની મ્હને પરવા નથી..."

જેનું રોમેરોમ અપમાન વેર અને બદલાની અભિલાષાએ અગ્નિની પેઠે ધખ ધખ ધીખી રહ્યું હતું, એવી એ અંગારા ઓરવતી–રાતીચોળ ચીણગારીઓ ઝરપાવતી આંખોવાળી યશોદા આંખના પલકારમાં એ

સ્થાન છોડી ગઈ. " ઓ ઈશ્વર ! આ તે ત્હારી કેવી કસોટી ! " એમ બોલતો ભગ્નહૃદયી **યશવંત** ત્યાંજ પટકાઈ પડયો. જ્યારે આંખો લૂછતી અસ્થિર મગજની **યશોદા** બેધ્યાનપણે આગળ વધતી હતી. એ દરવાજો વટાવી બ્હાર નીકળી, ત્યાં તો કોઇએ પાછળથી આવી એનું મોઢું દાબી દીધું. એ બૂમ મારવા—અગર છટકવા પ્રયત્ન કરે તે પ્હેલાં તો ચાર કદાવર વ્યક્તિઓએ એને પકડી, હાથપગ બાંધી મોઢામાં ડૂચો મારી ઉપાડી લીધી.

પ્રભાતે **યશોદા**ના એકાએક ગૂમ થયાના સમાચાર સારા રાજ્ય-દરબાર અને શહેરમાં વાને વેગે પ્રસરી ગયા. યશવંત એકલો જ આ ભેદ ઉપર કંઇક પ્રકાશ નાખી શકે એમ હતો. જ્યારે એને કાને આ સમાચાર પડયા, ત્યારે એના હૃદયમાં બે પ્રશ્નો ઉત્પન્ન થયા. ' ક્યાં તો પ્રેમમાં નિરાશા મેળવનાર એ સાહસિક યુવતીએ આપઘાત કર્યો હશે, ક્યાં તો એ વૈરની શોધમાં કોઇ અન્ય સ્થળે ન્હાસી ગઇ હશે !" એજ ઘડીથી એણે **યશોદા**ને શોધવા તનતોડ પ્રયત્ન કરવા શરૂ કર્યા હવે તે પસ્તાતો હતો. **યમુના**એ પણ જ્યારે આ વાત જાણી, ત્યારે પોતાની પ્રિય સખીને માટે તેને ઘણું જ લાગી આવ્યું. આખરે પણ અબળા હૃદય ! **યશવંત**ને **યશોદા** પાછી આવે, તો પોતે ખુશીથી એને પોતાના પ્રેમમાં અર્ધ ભાગીદાર બનાવવા હવે એ વારંવાર કહેવા લાગી, અને **યશવંતે** પણ એ અન્યાય પામેલીને ન્યાય આપવા હવે મજબૂત નિશ્ચય કર્યો. પુત્રીના વિયોગમાં વૃદ્ધ **યશોદા**ને **યશવંત**ને ન કહેવાના શબ્દો કહી અંતે પ્રાણ છોડયા, અને **યશવંત**ના દીલમાં આ કારી ઘાએ ઊંડો જખમ કર્યો.

* * * *

આ બાજુ યમુનાના સૌન્દર્યે ભાન ભૂલેલા મહમદશાહના ગુપ્ત દૂતો બાદશાહની આજ્ઞાથી એને રાતોરાત ઉઠાવી જવા દિલ્હીથી પુના આવ્યા હતા, તેઓ યશોદાને જ યમુના ધારી પકડી ગયા. એને શાહ સમક્ષ જ્યારે હાજર કરવામાં આવી, ત્યારે બાદશાહ એની ખૂબસુરતી ઉપર દિવાનો બન્યો, અને એને પોતાની બેગમ થવાને માટે ખૂબ સમજાવી. પહેલાં થોડા દિવસ તો આ બ્રાહ્મણ કન્યાએ એની આ નિર્લજ્જ માગણીને ધુત્કારી કાઢી, પરંતુ પાછળથી એના અંતઃકરણમાં એક પાપી સ્ફુરણા ફરી. "વૈર લેવાની આ ઉમદા તક છે," એવા ભુંડા ભણકારાએ એના કાન ભંભેર્યા. હૃદય મેલું થતાં જ એનામાં પાછા ક્રોધના ભભુકા ઉડવા લાગ્યા.

અને વૈરની આગ શું નથી કરાવતી ? કીનાની શૂળ મનુષ્યની સારાસાર ઓળખતી-પારખતી આંખોને ફોડી નાખે છે. એણે મહમદશાહને પેશ્વાના સરદાર યશવંતરાવને જીવતો પકડી લાવે, પોતાના ચરણમાં નમાવે, તો તેની ઇચ્છા પૂરવાનું વચન આપ્યું. એની ખૂબ સુરતી ઉપર દીવાના બનેલા પતંગને તો એટલું જ જોઇતું હતું. પુના સર કરી મરેઠી સત્તા નિર્મૂળ કરવાનો દાવ તો તે શોધતો જ હતો. ત્યાં એક કાંકરે બે પક્ષી મારવાની તક તેને આવી મળી. વળી યશોદાએ એજ વખતે એને ખુલાસો કર્યો, કે: "મ્હારૂં નામ તો યશોદા છે...યમુના નહિ..." એટલે "યશોદા આટલી સુંદર છે, તો એ યમુના વળી કેવીક હશે ?" એ વિચારે તે યુધ્ધ કરવા લોભાયો. એણે યશોદાની માગણી મંજુર કરી પોતે યશવંતને જીવતો કેદ પકડી લાવે ત્યાં સુધી એક ખાસ શાહી મહેલમાં તેની ઇચ્છા મુજબ રહેવાની સગવડ કરી આપી. યશોદાના કહેવાથી બાદશાહે તેને રાજી રાખવા બે હિન્દુ બાંદીઓ પણ તેની તહેનાતમાં હાજર કરી.

તે પછી નિઝામના પ્રયત્નથી પેશ્વાના એક લશ્કરી સરદારને મોટી લાલચ આપી મહમદશાહે ફોડયો, અને તેણે પેશ્વાના ઓચિંતા હલ્લાની ખબર શાહને આપી એને ચેતાવી દીધો, એટલે તાબડતોબ પોતાની સૈનિકોને તૈયાર કરી એ ઓચિંતો છાપો મારવા પુના તરફ ધસ્યો.

આ બાજુ મહારાવે પેશ્વાને એવો તો ઉશ્કેર્યો, અને યશવંતે એવી તો ખાત્રીથી "યશોદાને શાહના ગુપ્ત જાસુસો જ ઉપાડી ગયા છે," એવી પોતાની શંકા કહી સંભળાવી, કે બાજીરાવે રાતોરાત પોતાના સૈન્યને દિલ્હી તરફ કૂચ કરવાનો હુકમ કર્યો. યશોદાને શોધવા મથતા દીવાના યશવંતે સૈન્યની સરદારી સ્વીકારી, અને એ સમાચાર પણ પેલા દેશદ્રોહીએ શાહને લખી જણાવ્યા.

તે પછી પેશ્વા અને શાહના સૈનિકો સ્હામસ્હામા આથડયા. નિદ્રા લેતાં મરેઠી લશ્કર ઉપર દગાબાજ યવનોએ ઓચિંતો હલ્લો કર્યો. પરિણામમાં મહારાવ રણમાં પડયો, પેશ્વા ન્હાઠો, યમુના અને યશવંત અન્ય વીર સૈનિકો સાથે જીવતા કેદ પકડાઈ શાહના કારાગૃહની કોટડીના મહેમાન થયા.

આ ખુશખબર શાહે યશોદાને આવી કહી. તે પછી વૈરની આગમાં અંધ બનેલી એ યશોદા બાદશાહની શર્ત સ્વિકારી તેની માનીતી બેગમ અમીના બની આજ પોતાના વૈરની આગ બુઝાવવા પોતાની એક વખતની પ્રિય સખી યમુનાને નિર્દયપણે પોતાની સાથે ઘસડી યશવંતના કેદખાના તરફ જઈ રહી હતી. Love is Blind **प्रेमान्धो नैव पश्यति !**

પ્રેમ આંધળો છે, તે આનું નામ !

## પુષ્પ: ૬

### "આર્ય રમણી."



"યશોદા ! વ્હાલી યશોદા ! તું ક્યાં હશે ? ખરેખર ! ત્હારા પવિત્ર પ્રેમને ઠોકરે મારી મ્હેં ત્હને જે અન્યાય આપ્યો છે, એ ભયંકર અપરાધની જ મ્હને આ સજા થઈ રહી છે.

દીધેલ ને લીધેલ દીલના દાન પાછાં ફેરવ્યા.
તાજી ગૂંથેલી માળ પુષ્પો સર્વ પાછાં સેરવ્યાં.
જળ પ્રેમના પાઈ પ્રફુલાવ્યું મધૂરા ફૂલને,
પણ પારખ્યું ના બેકદર ! અણમૂલ એના મૂલને.
પરવશ બની એને છુંદાતું પગ નીચે જોઈ રહ્યો.
તે ભૂલ મ્હારી આંસુઓથી આજ હું ધોઈ રહ્યો.

હૈસાન ! એક આશાભર્યાં દીલના મ્હેં ખૂન કર્યા છે. પણ લાચાર !

આ ભૂલ મ્હારી છે, છતાં હું ભૂલ કરનારો નથી,
અપરાધી કહેવાયો છું પણ અપરાધ આ મ્હારો નથી.
તારો તૂટ્યાં છે સ્નેહના પણ તોડનારો હું નથી,
દર્પણ ફૂટ્યાં છે દીલના પણ ફોડનારો હું નથી.

* * * *

કે કોઈનું આ પાપ ને ખોવું પડે છે કોઈને,
કે કોઈની આ ભૂલ ને રોવું પડે છે કોઈને,

ન્હાસી છૂટે છે ચોર ને નિર્દોષીઓ પકડાય છે,
દુશ્મનને બદલે દોસ્ત આજે જંજીરે જકડાય છે.
ફરિયાદ વિના આવી ભૂલો કુદરત કરાવે જાય છે,
હું એ પૂછું છું ઈશ! આ અન્યાય છે કે ન્યાય છે!

બોલો, જવાબ આપો......

વેચી ચૂક્યો છું દેહ પણ હક દીલના સ્વાધીન છે,
પિંજર પરાધિન પ્રાણ એના આપને આધીન છે.
કીધો કલંકીત દેહ પણ દાનત હજૂ આ સાફ છે,
નિર્મળ હૃદયના પ્રેમીને પરમેશ્વરની માફ છે.
દોષિત અગર નિર્દોષ કહો પણ દીલ એનું એજ છે,
કહ્યો કલંકીત ચંદ્રને પણ નિષ્કલંકીત તેજ છે.

આ ભૂલની શિક્ષા નહિ, પરંતુ પ્રેમની પરીક્ષા છે, શુધ્ધ સ્નેહની કસોટી છે."

એ પાગલ પ્રેમી! શાહનો બંદીવાન સિંહ યશવંત! પોતાની અંધારી કોટડીમાં પ્રેમને લવારે ચઢ્યો હતો, ત્યાં તો બાદશાહની માનીતી બેગમ અમીના એની સમક્ષ આવીને ઉભી રહી. એના હાથમાં લોહીની તરસ કાઢે એવો નિષ્ઠુરતાના રંગથી રંગાયલો એક હંટર હતો.

"યશવંત! કેમ છે? આજ આપણે ઘણે લાંબે વખતે મળ્યા ઓળખાણ પડે છે કે ભૂલી ગયો?...જો...હું...ત્હારી મહેમાનગીરી કરવા આવી છું...ઉભો થા..."

યશવંત ઉભો થયો. પોતાને તું-તાં થી સંબોધનાર એ ભભકદાર યવન રમણીને અને તેના હાથ માંહેના ચાબુકને એણે ધારી ધારીને જોયાં. આખરે એની આંખો એને ઓળખી કાઢવાની

ફાવી. એ ફાટી આંખે અને તૂટતે સ્વરે કંઈક પાછો હટતો ચિત્કારી ઉઠયો: "કોણ...યશોદા...યશવંતી...."

"નહિ...યશોદા હતી ત્યારે હતી, આજ તો એનો પુનર્જન્મ થયો છે. પોતાના બેવફા પ્રેમીનું વેર લેવા યશવંતી આજ દિલ્હીપતિ અહમદશાહની માનીતી બેગમ અમીનાના વેશમાં ત્હારી પાસે આવી ઉભી છે."

"શું ! ત્હેં સત્તા સુખ અને સમૃદ્ધિને ખરીદવા જાત, ધર્મ અને શિયળનું લીલામ કરી નાખ્યું ? "

"સત્તા અને સુખને માટે નહિ, પરંતુ મ્હારા વેર પ્રચંડ વસુલ માટે ! મ્હારા હૃદયમાં અહરનિશ ભીકતી અગ્નિની જ્વાળાઓને શાન્ત કરવા માટે ! યશવંત ! આજ અબળા હતાં હું સત્તાધારિણી છું. મ્હારા છેલ્લા શબ્દો ત્હને સાંભરે છે ને ? "

"યશુ...યશુ...શું તું મ્હને ત્હારી માફક ધર્મભ્રષ્ટ કરવા આવી છે ? તું ડૂબી છે, હવે મ્હને પણ ડૂબાડવો છે ? તું લલચાઇ છે, તો હવે મ્હને પણ લલચાવવો છે ? પોતે પડી છે. તો બીજાને પણ સાથે પાડવા છે ? "

"નહિ, યશવંત ! હું ત્હને લલચાવવા-ડૂબાડવા અગર તો મ્હારા ક શાહના ચરણમાં નમાવવાના ઇરાદાએ નથી આવી, પરંતુ ત્હારૂં લોહી પીવા આવી છું. ઓ વિશ્વાસઘાતી યુવાન ! કહે, કહે, કે મ્હારા આ જે પરિવર્તનને જોતાં ત્હને તિરસ્કાર ઉપજે છે, તે...મ્હારી તે દશા કરનાર...મ્હને એ દિશા બતાવનાર...એ માર્ગે પ્રેરનાર...એટલી હદ પર્યંત પહોંચવા ઉશ્કેરનાર જવાબદાર તુજ કે કોઈ બીજો ? "

"ત્હારી નિર્બળતા..."

"ત્હારી પો-તાની નિર્બળતા..."

"નહિ...નહિ...**યશોદા**...ત્હારૂં ને મ્હારૂં બંનેનું કમભાગ્ય."

"કદાપી નહિ, જો...આમ જો...એક જવાબદાર તું પો-તે છે, બીજી જવાબદાર આ ત્હારી પ્રેમ-પાત્રી **યમુના** છે...એને પણ હું સાથે જ લેતી આવી છું."

તાળી પાડતાં જ બ્હાર ઉભેલા બે કદાવર બાંધાના યવનદૂતોએ દોરડે બાંધેલ **યમુના**ને ધક્કો મારી **યશવંત**ના પગમાં ફેંકી. એ પવિત્ર બાળા પોતાના પતિના પગ પકડવા ગઇ, ત્યાં તો બેહોશ થઇ ત્યાં ઢળી પડી.

"**યશોદા**! **યશોદા**! આ બધું કોને માટે? શા માટે?"

"પ્રેમને માટે...નિરાશા મેળવનાર હૃદયની આગને શાન્તિના જળ જોઇએ, એ માટે..."

"ઓહ્ ઇશ્વર! હું આ શું સાંભળી રહ્યો છું? **યશોદા**! એક આર્ય બાળા! આદર્શ બ્રાહ્મણ કન્યા! એનું આટલું સગ દીલ! પરિમલથી નીતરતું, સૌન્દર્યથી ઘેલું કરતું. આ કોમળ ગુલાબ! એની પાંખડીમાં આવાં કઠોર ને તીવ્ર કાંટા! **યશોદા**! **યશોદા**! જો કે પાલક પિતાના વચનથી બંધાઇ મ્હેં **યમુના**નો હાથ પકડ્યો હતો ખરો, છતાં આજ દિન સુધી, છેલ્લી ઘડી સુધી મ્હેં મ્હારા હૃદયમાં ત્હારી જ પ્રતિમા પધરાવી ત્હારા જ પ્રેમનુ પૂજન કર્યું છે, હજુ જેટલી એ પવિત્ર છે, તેટલો જ **યશવંત** પણ તન-મન અને વર્તનથી પવિત્ર છે. પણ અફસોસ! મ્હને ન્હોતી ખબર કે જેને હું હજુ પણ પવિત્ર પ્રેમથી, નિખાલસ હૃદયથી, શુધ્ધ સ્નેહથી ચાહી રહ્યો છું, તે મ્હારા

પ્રેમની પ્રતિમા ! મ્હારા હૃદયની અધિષ્ઠાત્રી દેવી ! આટલી બધી વ્હેમ. વિકાર અને વૈરને રંગે રગાયલી હશે ! યશોદા ! સાચ્ચાં પ્રેમીઓ પ્રેમને ખાતર પોતાના પ્યારા પ્રાણ પાથરી દે છે, પરંતુ કોઇના પ્રાણ લેવા જેટલી અધમ કક્ષાએ નથી પ્હોંચતી. પ્રેમમાં પાગલ અને અંધ બનેલી ઓ આર્યબાળા ! જો તું ત્હારી આ ધર્મભ્રષ્ટ અને પતિત દશાને માટે મ્હને જવાબદાર ગણતી હોય, તો હું ત્હને એ પૂછું છું, કે આ ત્હારા વનરાજ જેવા વીર પ્રેમીની આ બદીવાન દશા કોને આભારી છે ? બોલ ...જવાબ આપ. ત્હારા હૃદયને પૂછી જો. આ કેદખાનાની કોટડી ! પેશ્વાની હાર ! હજારો મરેઠા વીરોની—ત્હારા દેશબાંધવોની કતલ ! એ બધું કોને આભારી છે ? બાકી જો ત્હારે ત્હારા આ યશવંતના પ્રેમની જ ખાત્રી કરવી હોય, તો કાઢ ત્હારી કટારી, ને લે...ચીરી જો આ છાતી. રૂધીરને ટીપે ટીપે એમાં યમુનાના કે યશોદાના પ્રેમની પરિમલ નીતરે છે ? તેનો અનુભવ કર.” ઉશ્કેરાયલા યશવંતે જંજીરથી જકડાયલા હાથે પણ આગળ ધસી આવી એના કમરપટામાંથી પોતાના દાંતો વડે કટાર ખેંચી કાઢી એની સ્હામે ધરી. એ મર્દ બચ્ચો ખુલ્લી છાતીએ એની સ્હામે—બેહોશ યમુનાના શરીર પાસે ધુંટણીએ પડી પ્રેમની પરીક્ષા આપવા તૈયાર થઇ ગયો.

બસ ખલાસ. યશવંતનો આ જુસ્સો ! આ ભાષણ ! આ ખુલાસો ! આ એકરાર સાંભળતાં અમીનાનો ક્રોધ, વ્હેમ, વૈર, અને તિરસ્કાર તમામ પાણીમાં સાકર ઓગળે એમ ઓગળી ગયાં. આંખમાં ઝળઝળીઆ ભરાઇ આવતાં એના હાથમાંથી હંટર હેઠે જમીન ઉપર પડી ગયો. એણે મુંગે મોઢે હાથને ઇશારે પેલા યવનદૂતોને ત્યાંથી બ્હાર ચાલ્યા જવાનો હુકમ કર્યો. બેગમના હુકમને માન આપી તેઓ તરત જ

પોતાની જગ્યા છોડી ગયા. પછી એ ભાન ભૂલેલી આર્યરમણી ભીની આંખે અને ગદ્ ગદ્ કંઠે ઘુંટણીએ પડી, મસ્તક નમાવી બોલી: "યશવંત! યશવંત! તમે મનુષ્ય નહિ પણ દેવ છો. ઉભા થાવ, ખરેખર! હું અધમ અને હલકી મનોવૃત્તિવાળી અભાગીની તમારે યોગ્ય જ ન્હોતી. ઓ મહાપુરૂષ! યુવાનીના ઉછળતા પ્રેમાવેગમાં અંધ બની મ્હેં ઉતાવળીયું અને અવિચારી પગલું ભરી જે સાહસ કર્યું છે, તેને માટે હવે હું પસ્તાઉં છું, વેરની ધૂનમાં થઇ ગયેલી ભયંકર ભૂલ હું હવે ધોવા માગુ છું."

"યશોદા! યશોદા! અગર જો ત્હને મ્હારા લોહીની જ ક્ષુધા હતી, જો મ્હારા લોહીથી જ ત્હારા વેરની આગ શાન્ત થઈ શકતી હેતી, તો આવું કાળુ કલંક કપાળે ચોઢવા કરતાં મ્હને કહ્યું હોત, તો હું ખુશીથી ત્હારા પ્રેમ પર, ત્હારા પવિત્ર આર્ય ધર્મ ઉપર, ત્હારી પવિત્રતાની વેદીના સંરક્ષણ માટે આ નશ્વર શરીરનું અણુએ અણુ ત્હારે ચરણે ધરી દેતે, ત્હારી ઉપર ન્યોછાવર કરી દેતે. પણ આ ત્હેં કેવું પગલું ભર્યું? બસ...લે...હવે જો યજ્ઞ તું આરંભી ચૂકી છે, તો તેની પૂર્ણાહુતિ પણ ભલે થઇ જાય. ત્હારા મનમાં મ્હારે માટે. મ્હારા પ્રેમને માટે કોઈ પણ જાતનો ડગડગો ન રહી જાય, એટલા માટે હું મ્હારે હાથે જ મ્હારી પવિત્રતાની ત્હને ખાત્રી......"

એણે કટારી હાથમાં પકડી. પરન્તુ જ્યાં છાતીમાં ભોંકવા જાય છે, ત્યાં અમીનાએ એનો હાથ પકડી એ ઝુંટવી લીધી. "તમને મ્હારા સોગન...જો આવુ કંઇ સાહસ કરો તો......".

"ત્હારા સોગન! એક વટલેલ–ભૂલેલ યવન–સ્ત્રીના સોગન! અમીના! હવે ત્હારે ને મ્હારે શું?" યશવંતે મોઢું નીચું કરી દીધું.

અમીનાના હૃદયમાં યશવંતના આ શબ્દો વીંછીના ડંખ કરતાં અધિક ચટકયાં. એ અંગારા ઝરતી આંખે બોલી: "યશવંત! મ્હારા યશવંત! તુ ભૂલે છે. આ યશોદા આર્યકન્યા હતી, બ્રાહ્મણ બાળા હતી, છે, અને છેલ્લા શ્વાસ સુધી એની એ જ રહેશે. એની પવિત્રતામાં અને એના પ્રેમમાં શંકાને સ્થાન સંભવી શકે જ નહિ. અલબત્ત, વૈરની ઘેલછામાં હું મ્હારો ધર્મ અને પ્રેમ ભૂલી છું, દિશા ભૂલી છું, પરંતુ જાતિ, માન, ગૌરવ, આબરૂ, અને શિયળ–સંરક્ષણનો સવાલ નથી વિસરી. શરીર ઉપર યવન–રમણીના શણગાર છે, પરંતુ હૃદય હજુ એક શુદ્ધ બ્રાહ્મણનું છે. યશવંત! વિશ્વાસ રાખ, મ્હારા શબ્દોમાં–ત્હારી પ્રેમસખીના વચનોમાં વિશ્વાસ રાખ. હું આજ દિન સુધી તન મન અને વર્તન ત્રણેથી પવિત્ર છું. હા, કેવળ શાહને મ્હારા શબ્દની લાલચો ઉપર, મ્હારા સૌન્દર્યના તેજની ઉપર, પૂઠે પૂઠે ભમતા પતંગ જેવો બનાવી મ્હેં ચતૂરાઈથી આજ મ્હારૂં કામ કાઢી લીધું છે. મ્હારૂં આ કાર્ય પૂર્ણ થયા બાદ કયાં તો એ પતગંને બાળવો, કયાં તો આ જીવનદીપને જાતે જ બૂઝાવી નાખવો, એવો મક્કમ નિશ્ચય મ્હેં એનુ શાહી જનાનખાનું શોભાવતાં પ્હેલાં જ કરી મૂકયો હતો. તેમ છતાં જો મ્હારા પ્રેમ અને મ્હારી પવિત્રતાને માટે ત્હને કંઈ શંકા રહેતી હોય, તો તેનું સમાધાન હું આ ક્ષણે જ કરી આપવા તૈયાર છું..."

એણે એ કાતીલ કટાર ઉંચી કરી, ત્યાં તો યશવંત ઉભો થઇ ગયો. પોતાનું માથુ એની છાતી આગળ ધરી એને સાહસ કરતી અટકાવતાં એ ભરેલી આંખે અને ભરેલે હૈયે બોલ્યો: "બસ કર... યશોદા...બસ કર... મ્હને ત્હારા ઉપર–ત્હારા શબ્દો ઉપર પૂરેપૂરો

વિશ્વાસ છે. આ યશવંત પોતાની પ્રેમવેલડી શોધવામાં ભૂલ્યો નથી, પરંતુ વાંકી વિધાતા ભૂલી છે. આવ...યશુ...મ્હારી વ્હાલી યશુ... પવિત્ર કુમારિકા... હું ત્હને...ત્હારા પ્રેમને સ્વિકારૂં છુ."

એ યશવંતી—બેગમ અમીના માથેથી તાજ નીચે ફેંકી દઈ, નકાબ તોડી નાખી બે હાથ લાંબા કરી પ્રેમીને ભેટી પડી. યશવંતે એના જકડાયલા હાથો એના ગળામાં નાખી દીધા. બંદીએ મુક્ત હરિણીને બાહુપાશમાં બે ઘડી માટે બંદીની બનાવી દીધી.

"વ્હાલા! હવે જેમ બને તેમ જલ્દી તમે અહીંથી ન્હાસી જાવ." કહેતી યશોદાએ એને બંધનમુક્ત કર્યો.

"ન્હાસી જાઉં? શી રીતે? શા માટે?"

"આ રીતે... આ અભાગીની યમુનાને માટે! આપણી માતૃભૂમિની સેવાને માટે..." કહેતાં એણે પોતાના જરીયન કપડાં એક પછી એક ઉતારવા માંડયા.

"ત્હારા પોશાકમાં... એક સ્ત્રીના...વસ્ત્રોમાં સંતાઇને..."

"હા...તમારે એમ કરવું જ પડશે. એ સિવાય અહીંથી છૂટવાને બીજી બારી જ નથી. જલ્દી કરો. તમારા વસ્ત્રો ઉતારી મ્હને આપો, અને મ્હારા વસ્ત્રો હું તમને પ્હેરાવું તે પ્હેરી આ રાજમુદ્રિકા બતાવી યમુનાને સાથે લઈ સુખરૂપ કારાગૃહની બ્હાર નીકળી જાવ... નહિ તો મહમદશાહ હમણા જ આવી પહોંચી તમારી..."

"યશોદા! યશોદા! ત્હેં વેર લેવાને જેવો બાયલો રસ્તો લીધો, તેવો જ નમાલો ઉપાય તું આ વીર વનરાજને પણ બતાવી રહી છે. અને તે પણ એક તુચ્છ જીવનને માટે! અરે તેના કરતાં તો મ્હને એક તલવાર આણી આપ. બસ, પછી મ્હને એવા એક તો શું પણ

એક લાખ મહમદશાહ સ્હામે આવે એની પરવા નથી. આવે હીચકારે રસ્તે ન્હાસી છૂટી હાંસીપાત્ર થવા કરતાં હું સ્હામે મુખે મયદાનમાં પડી વીરને મ્હોતે મરવામાં ગૌરવ સમજું છું."

"પણ એ ગૌરવ તમારી માતૃભૂમિને કંઈ જ કામ લાગે એમ નથી. તમારી એ શુરવીરતા અને એ આત્મભોગ તમારા જીવનની યશગાથાને કદાચ વધારી શકશે, પરંતુ તમારી ભૂમિને એ નહિ ઉદ્ધારી શકે. માટે વાદવિવાદ કરવાનો આ વખત નથી. વખત વિચારીને ચાલે એજ બુદ્ધિવાન. સીતાને હણવા રાવણ સાધુ બન્યો, સમયને વિચારી લેવા પાર્થે વૈરાટ નગરમાં વ્યંઢળ વેશ ધારણ કર્યો, દાનવોને સંહારવા શ્રી કૃષ્ણ ભગવાને મોહીની રૂપ ધર્યું, સંયુકતાને હરવા પૃથ્વીરાજ ચૌહાણ ચંબુ ઉપાડનારો એક અદના સેવક થયો, રાણા ભીમસિંહને છોડાવી લાવવા ચિતોડી વીરો પદ્મિનીની દાસીઓ તરીકે ડોળીમાં છૂપાઈ દિલ્હી ગયા, અને પૃથ્વીરાજની સ્ત્રી લાલબાને હસ્તગત કરવા અકબર બાદશાહ રૂપસુંદરીના વસ્ત્રામાં સજ્જ થઈ મીનાબજારમાં ગયો હતો. એ પૌરાણિક અને ઐતિહાસિક સત્યો શું સમજાવે છે?"

"અને તું?..."

"મ્હારી ફિકર ન કરશો. તમારૂં લોહી રેડવા આવનાર આ યશોદા પોતાનું લોહી રેડી પોતાના બાપદાદાની આબરૂ નિષ્કલંક રાખશે...જાવ, ...મ્હારી પ્રિય સખીને લઈ ચાલતા થાવ...એને સુખી કરજો."

"જો એમજ છે, તો તું પણ સાથે ચાલ. ત્હને શો વાંધો છે? હું મ્હારા પ્રાણના ભોગે પણ ત્હારૂં રક્ષણ કરીશ."

"હું મ્હારૂં આ ફિક્કું મોઢું હવે મ્હારા બાપૂને બતાવવા નથી માગતી...તેમ ત્રણે ન્હાસવા જતાં એકેનીય જીંદગી સહીસલામત રહેવી ઉલ્ટી મુશ્કેલ થઇ પડશે...માટે..."

"પણ યશોદા! ત્હારા બાપૂએ તો ત્હારા ગૂમ થયાના સમાચાર સાંભળવાની સાથે જ તેના પ્રાણ છોડયા છે..."

"ઓહ્...તો બસ...હવે મ્હારે કોઇને માટે પણ જીવવાની જરૂર નથી....."

"મ્હારે માટે, યશોદા! હું ત્હને તેમજ યમુના બંનેને સુખી કરીશ, પણ એક સ્ત્રીને મ્હારી જગ્યાએ મૃત્યુના મુખમાં મૂકી હું મ્હારો પ્રાણ બચાવવા નથી માગતો. આપણે ત્રણેય સાથે જ મરશું."

"યશવંત! તમે હવે ન્હાસો કે ન ન્હાસો, છતાં પણ એ યવનના સ્પર્શથી પતિત થતાં પ્હેલાં પ્રાણ આપવાનો નિશ્ચય કરીને જ આવેલી આ યશોદાનો નિશ્ચય હજુ એવો ને એવોજ અડગ છે, એ કદી બદલી શકાશે નહિ. મ્હને હવે એકે ઇચ્છા નથી રહી. હું તમને સમજાવી શકવા અસમર્થ નીવડી છું, છતાં હજુ પણ જો તમને મ્હારે માટે માન હોય, તમે મ્હને ચ્હાતા હો, તો મ્હારી છેલ્લી ઇચ્છાને માન આપી યમુનાને લઈ અહીંથી ચાલ્યા જાવ, બસ......"

એટલું કહેતાંજ એણે પેલી કાતીલ કટારી પાપણના પલકારામાં પોતાના હૃદયમાં ખેંચી દીધી. ઓહ્...યશવંત...જાવ...જઇને...પેશ્વાને મદદ...કરો...યમુનાને સુખી કરો......મ્હને સંભારજો...મ્હારી ભૂલની શિક્ષા મ્હેં જાતે જ નક્કી કરી ભોગવી લીધી છે...આહ્...મ્હારા બાપૂને જઇને કહીશ...તમે પેશ્વાને જઇને કહેજો...કે તમારી યશોદાએ તમારી આબરૂને આંચ...નથી આવવા દીધી......"

એણે આંખો મીંચી દીધી. યશવંત ટપટપ ટીપાં ટપકાવતી આંખે એના તરફડતા શરીર તરફ જોઇ રહ્યો. એણે રૂધીરથી રંગાયલી કટાર પોતાના હાથમાં લીધી. બેહોશ યમુના પણ હવે ધીરેધીરે શુધ્ધિમાં આવી હતી. એણે પણ યશોદાને આત્મહત્યા કરતી ભીની આંખે જોઇ લીધી હતી.

" અરેરે ! સાહસિક બાળા ! આ શું કરી નાખ્યું ? " યશવંતના મોઢામાંથી એટલા શબ્દો બહાર પડી ગયા.

એ ઉભો થયો. રાજઅંગુઠી ને અમીનાના સ્ત્રી વસ્ત્રો હાથમાં લઇ એની તરફ એક ક્ષણ જોઈ રહ્યો. ત્યાં તો " શું જુઓ છો ? ખુનીને પકડી લ્યો. " બરાબર એજ વખતે પાછળથી એક સત્તાસૂચક અવાજ આવ્યો.

યમદૂત જેવા યવન સૈનિકોએ મહમદશાહના હુકમને માન આપી એને પકડી લીધો. ભૂલના ભોગ બનેલા એ પ્રેમી જીવને હવે ઝેર જેવું જીવન જીવવાની ઇચ્છા જ ન્હોતી રહી. એણે નીચે મુખે પોતાને ગુન્હેગાર તરીકે ઓળખાવા દીધો, પણ યમુનાથી એ અન્યાય ન જોઇ રહેવાયો. એ બાદશાહના ચરણો પકડી બોલી: " દિલ્હીશ્વર ! તમે ભૂલો છો. યશોદાએ આપઘાત કીધો છે, મ્હારા પતિ નિર્દોષ છે..."

" યમુના ! ત્હારા પ્રેમીને બચાવવા હવે ત્હારી આવી જુઠ્ઠી શબ્દજાળ નહિ ચાલે. એને માટે હવે એક જ ઉપાય બાકી છે. "

" અને તે ? "

" મરનાર યશોદાની-બેગમ અમીનાની જગ્યા સાચવવા તું વચન આપે તો ! કબૂલ થાય તો ! "

" તેમ કદાપી નહિ બને. " યમુના વીરતાથી ગર્જી.

"નહિ બને તો પછી પ્રેમનું અને પ્રિયતમાનું બંનેનું બળિદાન આપવું પડશે."

"તેથી શું થઈ ગયું ? મહમદશાહ ! તમારી મા–બ્હેન અને સ્ત્રીઓની આબરૂ જેટલી તમને પ્યારી હોય છે, તેટલીજ બીજાને પણ હોય છે, એ કેમ ભૂલી જાવ છો ? યમુના ! આમ આવ...જો... ત્હારી નજર સ્હામે આ... એનો દાખલો લે...

પ્રાણને રક્ષી તમારા ધર્મને તજતા નહિ,
મેલાં બનાવે મન શરીરે વસ્ત્ર એ સજતા નહિ.
પ્હેલી તમારી આબરૂ ! બીજો પછી ઇમાન હો !
ત્રીજું તમારૂં નામ તો ચોથું તમારૂં માન હો !
ને પાંચમો આ પ્રેમ બસ એ પાંચ ઉપર ધ્યાન દ્યો,
એની ઉપર મોંઘો તમારો જાન પણ કુરબાન હો !

ધર્મ, આબરૂ અને પવિત્રતા ગુમાવવી સ્હેલ છે, તેટલી જ તે મેળવવી સ્હેલ નથી.

ઉત્કૃષ્ટ જીવન–ચિત્ર હો ! આદર્શ આત્મ–ચરિત્ર હો !
ઇતિહાસમાં અંકાય એવાં નામ પૂણ્ય–પવિત્ર હો !
આ પ્રાણના નહિ પણ પતિવ્રતના અમૂલાં મૂલ હો !
ધર્મની વેદી ઉપર આવાં શરીરો ફૂલ હો !
જીવન–દીપક ઝંખે બલે...ઉજ્વળ કરો યશ–દીપને.
[illegible] આમ [illegible]...માગો ખુશીથી સીમને.

આ જીવન છે તો જગત્ છે...જીવન નથી તો કંઈ નથી
ને આ જીવનમાં ધર્મની છાયા નથી તો કંઈ નથી.

માટે યમુના! તું એ વિધર્મીને પ્રાણાંતરે પણ ન નમીશ..."

"તમારે મ્હને નહિ કહેવું પડે.....હું તમારી યશોદાથી ઓછી નહિ ઉતરૂં એની ખાત્રી રાખજો.

પાષાણના આ પિંજરો મ્હેલ મ્હોટો ધારશું,
આ શૃંખલા–બંધન સુમનમાળા ગણી સત્કારશું.
સંયમ સહનશકિત તથા સદ્ધર્મને સંભાળશું,
સૌન્દર્ય તેમ શરીર બંને શાન્તિપૂર્વક બાળશું.
મરતાંય એની માગણી પર આ યમુના થૂંકશે,
ને ફૂંકાશે આ દેહ તો એનેય સાથે ફૂંકશે.
જ્યારે જશે ત્યારે ન એને સાથ લેવા ચૂકશે,
હરખાય છે એ આજ કાલે એજ પોકો મૂકશે.

* * * *

દેશે અગર લેશે યમુના જાન નક્કી વેરથી,
આ હાથથી પ્યાલી ભરાશે જામ બદલે ઝેરથી.
નહિ સાર એ આ સિંહની બાળા સતાવી ચાખશે,
મહારાષ્ટ્રનું પાણી બરોબર એ બતાવી આપશે.

સુલતાન! મ્હારા આ શબ્દો સ્મરણમાં રાખજો."

"ઠીક છે, ઠીક છે, એ વખતે જોયું જશે, હમણા તો...જાવ ...લઈ જાવ..."

બાદશાહની આજ્ઞા થતાંજ એ બંનેને બીજા કેદીઓની સાથે કત્લ કરવાને માટે બ્હારના મયદાનમાં લઈ જવામાં આવ્યા. શાહની

આંખમાંથી યશોદાની લાસને અંતિમક્રિયા માટે સૈનિકોને સોંપતા એક આંસુનું ટીપું સરી પડયું. "અભાગીની અંતે ગઇ." એક નિશ્વાસ નાખી એ બ્હાર ચાલતો થયો.

અહાહા ! આવી આર્ય-રમણીના હૃદય કોણ માપી શકે ?

પ્રથમ ભાગ

# સમાપ્ત

સુરત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી “મોહેશ્વર” પ્રિ. પ્રેસમાં મણીલાલ ભગવાનદાસે છાપી.